## રોગમાંથી બચાવ કરવા

# “પૉયશા”નો ફુવારો ઉડાવો

# Spray POYSHA




“પૉયશા”ની ઉત્કૃષ્ટતાથી તેની માગણી અને ફેલાવો શહેરે શહેર થવાથી પરદેશી કારખાનાવાળા નકામા ફાંફાં મારવા પડે છે. “પૉયશા”ની ઉંચ ક્વાલીટી રહેવાથી તેમજ “પૉયશા”ની કીંમત ખાસ ઓછી રાખવાથી દરેક માણસ તેનો લાભ લઇ શકે છે.

હિંદ અને બરમાના સોલ ડીસ્ટ્રીબ્યુટરસ: પોય બ્રધર્સ, મુંબાઈ–૨.

સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

# કોને પરણું?

બંગાળીમાંથી અનુવાદક

રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિઆ

૧૬

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૯૦—કેળાંપીઠ

[કિંમત] સુરત [રૂપિયો ૧।

સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

# કોને પરણું?

અંગાળીમાંથી અનુવાદક

રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિઆ

૧૬

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૯૦—કેળાંપીઠ

સુરત

[કિંમત] [રૂપિયો ૧]

### અનુવાદકની અન્ય કૃતિઓ

ASTROLOGY OF THE RACE COURSE,

ઈંદિરા અને બીજી વાર્તાઓ,

શ્રી,

ફેરાઈ,

ઓઇયાં,

માયા.

# અર્પણ પત્રિકા

દૂર, દૂર, પૂર્વ આફ્રિકાના ઉગાન્ડા પ્રાંતમાં
વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવરને પેલે પાર
કંપાલા ખાતે ગેલમાં હસતી રમતી
મારી નાનકડી ભત્રીજીઓ

**શશિકુમારી તથા કોકિલા**

તે મારા નાના ભાઈ ગુલાબદાસની પુત્રીઓને
આ નાનકડું પુસ્તક
મારા આશીર્વાદ સહિત વહાલપૂર્વક
અર્પણ કર્યું છે.

ર. લ. સુતરિયા

## અનુવાદકની અન્ય કૃતિઓ

ASTROLOGY OF THE RACE COURSE,

ઈંદિરા અને બીજી વાર્તાઓ,

શ્રી,

ફ્રોઈ,

ઓઇયાં,

માયા.

# ગાંડીવ સાહિત્ય મંદિર

સ્થાપના : ઇ. સ. ૧૯૨૧

## સ્ત્રીશક્તિ-ગાંડીવ સાપ્તાહિક

દર રવિવારે બહાર પડતું ગરવી ગુજરાતણનું પહેલું ને એકલું સાપ્તાહિક મુખપત્ર. આખા ગુજરાતની સ્ત્રી ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ કરે છે. લવાજમ રૂપિયા પા પરદેશ શિલિંગ ૧૫

## ગાંડીવ છાપખાનું

૧૩ વરસમાં શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી ચૂક્યું છે.

## ગાંડીવ સાહિત્ય વિભાગ

ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો ઉપરાંત બીજાં શિષ્ટ પુસ્તકો અને બોધક કૃતિઓ મળે છે.

સીરનામું : ૧૯૦ કેળાંપીઠ, સુરત.

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

# એક

ઝાડોને મથાળે સવારનો કુમળો તડકો પડ્યો છે—ગીચ લીલોતરી ઉપર આછા સોનેરી રંગનાં ચકચકિત મોજાં રમત કરી રહ્યાં છે.

સેનના ઘરના પાકી બાંધણીના ઓટલા ઉપર આવી એક વૈષ્ણવ ભિખારી એકતારો વગાડતો વગાડતો ગાવા લાગ્યો—

"રાધિ તું અમૂલ્ય માળા ગૂંથે છે જેને કારણે,
થશે મથુરામાં માળાબદલ[1] ન જાણું કોને બારણે;
કેમ ગૂંથે સુંદર માળા,
છોડી જશે સુંદર કાળા,[2]
શેષે કેવળ એ માળા, જપમાળા થશે મને."

ઘરમાંથી અન્નપૂર્ણાએ બહાર આવીને કહ્યું, "વેરાગી બાવા, તમારું એ અપશુકનિયાળ ગીત આજે રહેવા દો—આજે મારો દીકરો કલકત્તે જાય છે."

---

૧ માળાબદલ=લગ્ન. વેરાગીઓમાં પરણતી વખત વહુવર એક બીજાની કંઠી અદલબદલ કરે છે. ૨ સુંદર કાળા=સુંદર કાળો, શ્યામસુંદર, કૃષ્ણ.

ડોકું ધુણાવી વૈરાગીએ બીજું ગીત ગાવા માંડ્યું—

"આવી એક રસિક પાગલ, મચાવે ધાંધલ,
જુઓ નદીમાં પેલું નાવ—
પાગલ સંગે જઇશ, પાગલ થઇશ,
નીરખીશ રસના નવ લા'વ !"

ભીખ મળી, તે લઈ ભિખારી જતો રહ્યો.

અન્નપૂર્ણા આસ્તે આસ્તે મેડા ઉપર ગઇ અને એક ઓરડી આગળ થોભી. પછી બારણું ઠોકતી ઠોકતી બોલી, "ગૌરી, ઓ ગૌરી ! બારણે બપોર થયા, તો ય તારી ઉંઘ હજી કેમ ઉડતી નથી ?"

"આવી, મા, આવી," અંદરથી જવાબ મળ્યો.

બારણું ઉઘાડી પંદર કે સોળ વરસની એક છોકરી બહાર આવી. રંગે તે બહુ ગોરી નહોતી, તો પણ ભરાવદાર મોં અને ઘાટદાર અવયવોને લીધે તેનું લાવણ્ય જાણે થનગની રહ્યું હતું. ખીલતા જોબન ઉપર દક્ષિણ વાયુની અસર લાગવાથી તેના રૂપની કળી આજે ફૂલની માફક પાંખડી ખોલી ફૂટવાની તૈયારીમાં હતી.

થોડીએકવાર તેના મોં સામું જોઈ અન્નપૂર્ણા બોલી "તારૂં ભલું થાય, છોકરી ! હું ક્યારની વિચાર કરતી હતી કે ગામ આખું ઉઠ્યું, છતાં મારી ગૌરીની રાત કેમ પૂરી થઇ નહિ ? તે અલી, જય આજે કલકત્તે જવાનો છે, તેથી તારા જીવને સંતાપ થાય છે, નહિ વારૂ ?"

ગૌરીના ગાલ ઉપર રતાશ ધાઇ આવી. તેણે નીચું જોયું. ના કહેવાય તેમ નહોતું—સુકાયેલાં આંસુના દાઘ તેના ગાલ ઉપર હજી ય સ્પષ્ટ દેખાતા હતા.

તેની હડપચીએ હાથ લગાડી અન્નપૂર્ણાએ મમતાથી કહ્યું, "છિઃ, મા, એમાં રડવાનું કેવું ? રજા પડશે એટલે જય વળી પાછો ઘેર આવશે. ભગવાન કરે ને એનું ભણવાનું જલદી જલદી

પૂરું થાય—એટલે હું પણ તને એના હાથમાં સોંપી નચિંત થાઉં."

ગૌરીના શરીર ઉપર કોઇનો ઓળો પડયો. નજર ઉંચી કરતાંની સાથે જ તે ત્યાંથી ગુપચુપ ભાગી ગઇ.

એક યુવક ક્યારનો ત્યાં આવી અન્નપૂર્ણાની પછવાડે એવો છાનોમાનો ઉભો હતો કે તે લોકને તેનો સણસારો પણ ગયો નહોતો.

યુવક રંગે ખૂબ ગોરો હતો—બંગાળીઓમાં એવો ગોરો રંગ જવલ્લેજ જોવામાં આવે છે. તેને માથે ભરચક્ક ગુચ્છાદાર વાળ હતા; તેનું નાક મૂર્તિના નાક જેવું સીધું અને અણિયાળું હતું; હોઠ બેઉ પાતળા હતા, તે ઉપર આછું હાસ્ય પથરાયેલું હતું, અને તેમાંથી હારબંધ ગોઠવેલા સ્ફટિકના ટૂકડા જેવા સફેદ દાંત દેખાતા હતા; ઉપલા હોઠ ઉપર ભમરા જેવો કાળો, જાણે કોઇ ચિતારાએ પીછીનો ફક્ત એક જ હાથ મારી લીટી દોરી હોય તેવો, નાનો સરખો મૂછનો દોરો હતો; તેનો બાંધો એકવડિયો, પણ ઉંચો અને મજબૂત હતો.

ગૌરી કેમ એકાએક શરમાઇને ચાલી ગઈ તે જાણવા અન્નપૂર્ણાએ ફરીને પછવાડે નજર કરી. યુવકને જોઇ તે હસતી હસતી બોલી, "હં, સમજી. ત્યારે અહીં ઉભા ઉભા તેં અમારી બધી વાત સાંભળી, કેમ ?"

"તમારી વાત જ આવીને મારા કાનમાં ઘૂસી ગઈ, તેમાં હું શું કરૂં ?" યુવકે જવાબ દીધો. "પણ, બા, ગૌરી આટલી બધી શરમાય છે કેમ ?"

"તું કલકત્તે જાય છે, તેથી ગૌરીએ રડી રડીને આંખ રાતી કરી છે. મેં પકડી પાડી, તેથી તે શરમાઇ ગઇ !"

કંઇ વિચાર કરતો હોય તેમ યુવક થોડીવાર ત્યાં ઉભો રહ્યો. પછી તે આસ્તે આસ્તે નીચે જતો રહ્યો.

યુવકનું નામ જયંત, અન્નપૂર્ણા તેને જય કહી બોલાવતી.

તે દહાડે બપોરે જયંત જમવા બેઠો, ત્યારે તેને પીરસતાં પીરસતાં અન્નપૂર્ણાએ પૂછ્યું, " જય, પાછો ક્યારે આવશે, બેટા ?"

"પૂજાની રજામાં, મા," ભાત ચોળતાં ચોળતાં જયંતે જવાબ દીધો.

"જો, ભાઇ," રસોડાના ઉંબરા ઉપર તેની સામે બેસી અન્નપૂર્ણાએ કહ્યું, " ગૌરીને આમ રાખીએ તે હવે સારૂં દેખાતું નથી."

જયંતનું મોં એકાએક પડી ગયું. નીચી મુંડી કરી ખૂબ ધ્યાનથી તે ભાતમાં દાળ રેડવા મંડ્યો—માની વાતનો તેણે કશો જવાબ દીધો નહિ.

"જય," તેના મોં તરફ તીક્ષ્ણ દૃષ્ટિ કરી અન્નપૂર્ણા પાછી બોલી, " જવાબ કેમ નથી દેતો ?"

"હું તો કહી ચૂક્યો છું, મા, કે પાસ થાઉં નહિ ત્યાં સુધી મારે લગ્ન કરવાં જ નથી."

"તારે ક્યાં પેટને વાસ્તે પાસ થવું છે ? લગ્ન થઇ જાય, તો હું એક જંજાળમાંથી તો છૂટું."

"પેટને વાસ્તે નહિ તો ય ભણતર પાકું થયું છે કે નહિ તે જાણવાને વાસ્તે યે પાસ તો થવું જોઇએ ને ?"

"લગ્ન કરશે તેથી શું ભણતર કાચું રહી જશે ?"

"હમણાં તો માફ કર, મા, એકવાર મને એમ. એ. માં પાસ થઈ જવા દે, પછી એ બધો ભાર હું ઉપાડી લઇશ."

"તારી મરજી. પણ જોજે, ભાઇ, મારૂં વચન મિથ્યા નહિ થાય."

જયંત મૂગો મૂગો ભાતના કોળિયા મોંમાં મૂકવા લાગ્યો. અન્નપૂર્ણા શંકિત નજરે ફરી એકવાર તેના મોં સામું જોઇ રાંધણીમાં જતી રહી.

જમી પરવારી જયંત પોતાની ઓરડીમાં ગયો. હાથમાં

પાનની રકાબી લઇ ગૌરી ત્યાં હાજર હતી.

કોણ જાણે કેમ આજે જયંતને ગૌરીનું મોં ગમ્યું નહિ.

ગૌરીએ પાનની રકાબી આગળ ધરી. તે લઈ ટેબલ ઉપર મૂકી જયંત ચુપચુપ ઓરડીમાં આંટા મારવા લાગ્યો.

તેના આજના રંગઢંગ જોઈ ગૌરીને બહુ નવાઇ લાગી. અગાઉ રજા પૂરી થતાં કલકત્તે જતી વખતે જે જયંત દુઃખી દિલે અને આંસુભીની આંખે તેની પાસે બેસી કંઇ કેટલી સુખ-દુઃખની વાતો કરતો, તે જ જયંત આજે આમ ચૂપચાપ, બે-ધ્યાન અને ફિકરમંદ કેમ હતો ?

ગૌરીએ ધીમે અવાજે પૂછ્યું, "તમને કંઇ અસુખ થાય છે ?"

"ના," માથું ધુણાવી જયંતે જવાબ દીધો, "અસુખ બસુખ તો કંઇ થતું નથી. પણ—વારૂ, ગૌરી, આ વખતે તારે વાસ્તે કલકત્તેથી કઇ કઇ ચોપડીઓ મોકલું ?"

"ઘરે–બાહરે, બલાકા, ચતુરંગ."

"ભલે."

"રોજ કાગળ લખજો."

"હું !"

જયંતે બારી તરફ મોં ફેરવ્યું. વાંસની ઝાડીને વચાળેથી તડકાથી લખલખતું ખુલ્લું મેદાન થોડું થોડું દેખાતું હતું તે તરફ તે શૂન્ય નજરે જોઈ રહ્યો.

એકાએક ઝાંઝરનો ઝણકાર થયો. જયંતે મોં ફેરવી જોયું—મરવા જેવું મોં કરી ગૌરી ત્યાંથી ચાલી જતી હતી. જયંત તેને પાછી બોલાવવા જતો હતો, પણ કંઈક વિચાર આવવાથી અટકી ગયો. એક લાંબો નિશાસો નાંખી એક ખુરશી ખેંચી તેની ઉપર તે ફસડાઇ પડયો.

* * *

જગદીશપુરનું સેન કુટુંબ બહુ જૂનું, જાણીતું અને ખાનદાન ઘર હતું. જયંત આજે તેનો એક પૂરો કુળદીપક હતો.

જયંતનો બાપ અનંગમોહન બે વાર પરણ્યો હતો. પહેલી સ્ત્રી જયંતને જન્મ આપી સુવાવડમાં જ મરી ગઇ હતી. જયંત એક વરસનો હતો, ત્યારે તેના બાપે અન્નપૂર્ણા સાથે લગ્ન કર્યાં હતાં. આ લગ્ન પછી ૭ વરસ બાદ અનંગમોહન ભરજુવાનીમાં જ મરી ગયો.

પરંતુ નમાયા જયંતને માની ખોટ એક દિવસ પણ જણાઇ નહોતી. જયંતને ખોળે લઇ સંતાનહીન અન્નપૂર્ણાએ માતૃપદનો લહાવો લીધો હતો. ઘણી મોટી ઉમર સુધી જયંત પણ અન્નપૂર્ણાને જ પોતાની સગી મા સમજતો હતો.

અન્નપૂર્ણાને પોતાને પેટનાં સંતાન નહોતાં એ વાત જો કોઇ તેની આગળ સંભારતું તો તે ઝટ બોલી ઉઠતી, દુશ્મનનાં મોં કાળાં થાય, ને જય મારો સો વરસ જીવે—મારે આવો હીરા જેવો દીકરો છે, છતાં મને સંતાન નથી એવી વાત ખબરદાર જો કોઇ ફરીથી બોલ્યું તો !

અન્નપૂર્ણાને મેનકા નામે એક બચપણની બહેનપણી હતી. એક જ ગામમાં બેઉનાં પિયર, એક જ ગામમાં બેઉનાં સાસરાં—ફેર એટલો જ કે અન્નપૂર્ણાની માફક મેનકા પૈસાદારને પનારે પડી નહોતી.

ઘણાં વરસ પહેલાંની વાત છે; એક દહાડો બેઉ બહેનપણીઓ ગંગાસાગર ગઇ હતી. સમુદ્રમાં નાહતાં નાહતાં અન્નપૂર્ણા બોલી, "બહેન મેનકા, તને જો છોકરી થાય તો મારા જય સાથે હું તેના વિવાહ કરૂં."

"આજે તો તું આમ કહે છે," મેનકાએ જવાબ દીધો, "પણ જોજે, હં, આ ગરીબની છોકરી તારે ગળે નહિ ઉતરે, બહેન."

તેના ગાલ ઉપર ત્રણ ટપલી મારી અન્નપૂર્ણાએ કહ્યું,

"બીજું કોઇ હોય તો તો જાણે સમજ્યા, પણ તું મને આવી વાત કહે છે, મેનકા? હું શું તારી સાથે તેવી રીતે વર્તું છું કે? લે, આ ગંગાજળ હાથમાં લઇને ત્રણ વાર કહું છું કે તને છોકરી થશે તો તેની સાથે મારા જયના વિવાહ કરીશ, કરીશ, અને કરીશ. તું જાણે તો છે કે નાનપણથી હું કોઈ પણ દિવસ જાણી જોઇને જૂઠું બોલી નથી."

ભગવાને એ બેઉ બહેનપણીઓની ઉમેદ પૂરી કીધી—મેનકાને એક છોકરી થઇ. અન્નપૂર્ણાએ જ તેનું નામ પાડ્યું—ગૌરી.

ત્યાદ પછી થોડા દિવસમાં જ મેનકા મરી ગઇ. મરતી વખતે ગૌરીને તે અન્નપૂર્ણાના હાથમાં સોંપતી ગઇ. તે દહાડાથી ગૌરી આ ઘરમાં અન્નપૂર્ણાની સગી દીકરી માફક જ રહેતી હતી. અને અન્નપૂર્ણા પણ પોતાની પ્રતિજ્ઞા આજ સુધી ભૂલી નહોતી.

નાનપણથી જ જયંત સમજતો હતો કે "ગૌરી મારી વહુ." ગૌરી પણ સમજતી હતી કે "જયંત મારો વર." તેમનો છાનો પ્રેમ મોંઢાની વાતમાં બહાર નીકળતો નહોતો એ વાત સાચી, પણ બેઉ એકબીજાના મનની વાત સારી પેઠે સમજતાં હતાં.

જ્યારે જયંત ગામમાં રહી ભણતો હતો, ત્યારે ઘરમાં તે ગૌરીને યે ભણાવતો હતો. કલકત્તે ગયા પછી પણ ગૌરીના અભ્યાસ માટે તે કાળજી રાખતો હતો. ગૌરીને તેના તરફથી વારંવાર સારી સારી ચોપડીઓ ભેટ મળતી હતી.

ગૌરી સાથે જયંતનાં લગ્ન તો કેદહાડનાં થઇ ગયાં હોત, પણ જયંત બાળલગ્નનો વિરોધી હતો તેથી એ શુભ કામ લટકમેળમાં પડ્યું હતું.



# બે

પરણ્યા પછી જગતબાબુને મિત્રમંડળ તરફથી 'વહુઘેલા'નો નામીચો ઇલકાબ મળ્યો હતો. તેમણે મિત્રોને ઘણુંય સમજાવ્યું હતું કે પોતે એ માનને લાયક નહોતા, અને આ વાતના ટેકામાં એમ પણ કહ્યું હતું કે "મારી સ્ત્રીના અભિપ્રાય પ્રમાણે તો મારા જેવો બેદરકાર વર દુનિયામાં બીજો કોઈ નથી." છતાં મિત્રોએ મમત કરી જવાબ દીધો હતો, "તમારી સ્ત્રીનો મત ગમે તે હોય—અમારા મત પ્રમાણે તો તમે પહેલા નંબરના 'વહુઘેલા'—મરશા !"

રાજી રાજી થઈ જગતબાબુએ કહ્યું હતું, "હા, મારો પોતાનો પણ એવો જ અભિપ્રાય છે!"

તેની આ હદ વગરની નફટાઇ પછી દોસ્તદારોને કંઇ કહેવા જેવું રહ્યું નહોતું.

એ તો ઘણી જૂની વાત. ત્યાર પછી તો જગતબાબુની લાડકી લાડી જગતની માયાનાં બંધનો કાપી ચાલી ગઇ છે—યાદગીરીમાં ધણીના ખોળામાં બે છોકરી મૂકી ગઇ છે.

ઘણાઓએ જગતબાબુને પુત્રપ્રાપ્તિ માટે બીજીવાર લગ્ન કરવા સારૂ બહુ બહુ સમજાવ્યા, પણ પોતાના સફેદ વાળ તરફ નિગાહ કરી એવું બેહૂદું કામ કરવાને તેઓ કોઇ પણ રીતે કબૂલ થયા નહિ. તેમના અભિપ્રાય મુજબ 'વૃદ્ધસ્ય તરૂણી ભાર્યા' જેટલી લોભનીય હતી તેટલી શોભનીય નહોતી.

સમજણા થયા ત્યાં સુધી જગતબાબુએ લક્ષ્મીને કે સરસ્વતીને ચરણે શિર ઝૂકાવ્યું નહોતું. અને તે છતાં જે બે ચીજોને ખાતર લોક જીવતોડ મહેનત કરી એ બે દેવીઓની મુસાહેબી કરે છે, તે બે ચીજોની ખોટ જગતબાબુને જણાઇ નથી.

અંગ્રેજી કેળવણીની સાથે સાથે જ બંગાળામાં એક નવા વર્ગના લોક દેખાવ દીધો છે—હિંદુના તેત્રીસ કરોડને અથવા અહિંદુના ઈસા, મુસા, વગેરે કોઇને પણ જરા જેટલું માન આપવાને તેઓ રાજી નથી. સાહેબલોકો કહે છે કે દેશમાં જેટલી અશાંતિ છે, તેટલી તમામ આ લોકને આભારી છે. અને બંગાળીઓ કહે છે કે એ બધા કાળાપાહાડ[1]—સનાતન હિંદુધર્મને મોંઢે ચૂનો અને મેશ લગાડવાને વાસ્તે જ એમણે પૃથ્વી ઉપર અવતાર લીધો છે. જગતબાબુના મિત્રો આ વર્ગના હતા—તેઓ પોતે જુવાન નહોતા, છતાં જુવાનિયાઓની જ ટોળીમાં ફરતા હતા. 

સ્ત્રીના મરણ પછી જગતબાબુ તદ્દન એકલા પડી ગયા હતા. અંતઃપુર ખાલી જોઇ તેમનો ડૂમો ભરાઇ આવતો હતો, તેથી બનતાં સુધી તેઓ પોતાનો આખો વખત દીવાનખાનામાં જ ગાળતા હતા.

કોઇ ભાઇબંધ–દોસ્તદાર મળવા આવતો, તેને જગતબાબુ કહેતા, "ભાઇ રે, આમ એકલા બેસી રહેતાં તો હવે કંટાળો લાગે છે. તમે લોકો રોજ થોડો થોડો વખત અહીં આવતા જાઓ તો કંઈ સોહવાય પણ ખરૂં." થોડીવાર મૂગા રહી હસતાં હસતાં વળી પાછા કહેતા, "રાજ્ય વગરના રાજા તો દેશમાં ઘણા ય હશે, પણ વહુ વગરનો વહુઘેલો તો એક પણ નહિ હોય—કેમ બોલ્યા નહિ ?"

મિત્ર કશું બોલતો નહિ—બનવાજોગ છે કે તેને બોલવા જેવું કંઇ નહિ હોય. જગતબાબુ હૂકો તાણતાં તાણતાં બેઠા અવાજે આગળ ચલાવતા, "પણ વહુઘેલા હોવાના યે અનેક ફાયદા છે, હો ! અરે યાર, મારો એવો ફાયદાકારક ખિતાબ પણ ચાલ્યો ગયો !" પત્નીનું મોં યાદ કરી એક બેઠો નિશાસો નાંખી તેઓ ચૂપ થઇ જતા.

---

૧ મુસલમાન થયેલો એક બ્રાહ્મણ. મુસલમાન સેનાપતિ તરીકે એણે હિંદુઓ ઉપર ખૂબ જુલમ કર્યો હતો. વિશેષ માહિતી માટે જુઓ "રાણી વ્રજસુંદરી" અથવા "જગન્નાથની મૂર્તિ."

જગતબાબુના નોતરાને માન આપી ભાઇબંધોએ દરરોજ નિયમિતપણે આવી તેમના દીવાનખાનામાં બેઠક જમાવવા માંડી.

ચા, ચીરૂટ, સિગારેટનો, અને ઉપરથી લગભગ પેટ ભરાય એટલા નાસ્તાપાણીનો, એ બેઠકમાં જેવો બંદોબસ્ત હતો તેવો બીજે કેથે ભાગ્યે જ જોવામાં આવતો. અને તે કારણથી આ સાંજની સભાના મેમ્બરોની સંખ્યા ન્યાતમાં જમવા જતા બ્રાહ્મણોની સંખ્યાની માફક દિન પર દિન વધતી જતી હતી, અને એ ખાનગી સભા થોડા જ વખતમાં જાહેર સભા બની જાય એવો દરેક સંજોગ નજરે પડતો હતો.

*   *   *

તે દહાડે સાંજે જગતબાબુના દીવાનખાનામાં મિત્રમંડળની બેઠક હજી પૂરેપૂરી જામી નહોતી.

જગતબાબુ પોતે એક સોફા ઉપર ટાંટિયા લાંબા નાંખી બેઠા બેઠા ઘડીમાં વાત કરતા હતા તો ઘડીમાં હૂકાની નળી વાટે ગુડગુડ કરી ધુમાડો ખેંચી ફૂઉઉઉ કરી તેને બહાર કાઢતા હતા. જગતબાબુનો હૂકો તેમની સ્ત્રીની આંખમાં ખૂંચતો. જગતબાબુ સ્ત્રીનો પડયો બોલ ઉપાડી લેતા—તે ઉઠ કહેતી તો ઉભા થતા, બેસ કહેતી તો બેસી જતા—પરંતુ જો તે હૂકો છોડી દેવાનો હુકમ કરતી તો તેઓ ભયંકર બળવાખોર બની જતા. તેથી તેમની સ્ત્રીને આ હૂકો શોકના જેટલો જ સાલતો. જગતબાબુ પણ રખેને હૂકો બાપડો કોઇક દિવસ પ્રિયતમાના કોપનો ભોગ બની બારી વાટે રસ્તે પડે એ બીકે અત્યંત સાવચેતી રાખતા અને ઉત્તમાર્ધાના દેખતાં હૂકાના નળીબાઇને ચુંબન કરવાના ‘અસ્મખાહા’ કરતા. પત્ની પરલોકમાં હતી, આ લોકમાં હવે જગતબાબુને પૂછનાર કોઇ રહ્યું નહોતું, એટલે આજકાલ તો તેઓ ચોવીસે ચોવીસ કલાક બેધડક, ખુશખુશાલ ધુમાડો કાઢતા હતા. કોઇ કોઇ વાર તો હૂકા ઉપરથી ચલમ

ગેબ થઇ ગયેલી હોય, તો પણ નળી જગતબાબુના મોંમાંથી ખસતી નહિ.

જગતબાબુની બરાબર સામે જે એક જણ બેઠો હતો, તેનું નામ અવની—દુર્નીતિનો[1] તે કટ્ટો દુશ્મન હતો. તે હતો તો કાળો, પણ કદરૂપો નહોતો—ખરૂં કહીએ તો ઝાંખરા જેવા ખરબચડા વાળથી અને ડામર જેવાં કાળાં દાઢીમૂછથી તેનો ચહેરો એવો જંગલ સમો બન્યો હતો કે તેમાં સંતાયેલી મુખશ્રીને શોધીને બહાર કાઢવી એ તદ્દન મુશ્કેલ કામ હતું. ખાલી મોં અને માથા ઉપર જ વાળ હોત તો ધૂળ નાંખી, પણ અવનીભાઇએ પહેરેલા બારીક ખમીસમાંથી જે કાળી આભા ફૂટી નીકળતી હતી તે ઉપરથી તો એમ જાહેર થતું હતું કે તેનું આખું શરીર માણસજાતના પૂર્વજના શરીર જેવું રૂંવાંથી ભરેલું હતું. "વસતિનો બિલાડો જંગલમાં જાય તો તે જંગલનો બિલાડો બને" એવું એક કહેવતમાં સાંભળ્યું છે ખરૂં, પણ માણસ જંગલમાં ગયા વગર ઘેર બેઠાં જ 'જંગલનો માણસ'[2] બની શકે છે, એવું તો કહેવતમાં કે બીજે ક્યાં ય સાંભળવામાં કે જોવામાં આવતું નથી, અને જ્યાં સુધી કોઇ અવનીબાબુને નજરોનજર જુએ નહિ ત્યાં સુધી તે આ વાત માને યે નહિ.

અવનીની બાજુમાં તેનો જીગજાન દોસ્ત સ્વર્ણેંદુ બેઠેલો હતો. એ ભાઇ આજે કેટલાંક વરસ થયાં વકીલાત કરતો હતો, પણ અસીલો એવા માછલી જેવા સરકણા મળ્યા હતા કે હજી સુધી કોઈ તેના સપાટામાં આવ્યું નહોતું. તો ય સ્વર્ણેંદુ સુકાન છોડતો નહોતો—જેવી રીતે તે આ બેઠકમાં નિયમિતપણે અને વખતસર હાજર થતો હતો. તેવીજ રીતે કોર્ટમાં પણ તે નિયમિતપણે અને

---

૧ Mean policy. અનીતિ કે દુરાચાર શબ્દ વડે આ અર્થ બરાબર દર્શાવાતો નથી. ૨ 'જંગલનો માણસ'=ઉરાંગઉટાંગ.

વખતસર જતો હતો. તેના શરીરનો રંગ હતો—બદામના કોટલાના રંગ જેવો. તેનું શરીર જીરાફની ડોક જેવું લાંબુ, બગલાની ટાંગ જેવું પાતળું અને મુલાયમ હતું. ઉપરથી સાહેબી પહેરવેશ—સમજી લો કે જાણે ઉભા વાંસડા ઉપર કોટ પાટલૂન સુકાવા નાંખ્યાં છે! તેના લાંબા અને પાતળા શરીર સાથે જોગ મેળવવા સમજુ વિધાતાએ તેનું મોં પણ એવું લાંબુ અને પાતળું ઘડી નાંખ્યું હતું કે તેને બંધ બેસતી ઉપમા શોધનારને નરલોક છોડી ખરલોકમાં જવાની જ જરૂર પડે!

ઉપરાંત ત્રીજો પણ એક માણસ ત્યાં હતો. તે ધોતિયાની કલ્લીનો નીચેનો છેડો વાળી સળી બનાવી નાકમાં ઘોંચી ધીમે ધીમે એક પછી એક છીંક ખાતો હતો. તેનું નામ કૈલાસબાબુ. દિન ઉગ્યે તેના પેટનો ઘેરાવો એવો વધ્યો જતો હતો કે આજના સિવડાવેલા ડગલા કાલે ટૂંકા પડી જતા હતા અને નવા માટે ઓરડર આપવો પડતો હતો! આ કારણસર આજકાલ તે (પોતાને ઘેર) બહુ ખાતો નહોતો અને સેન્ડોનો શિષ્ય બન્યો હતો.

રવિબાબુની કવિતા સંબંધી ચર્ચા ચાલતી હતી.

"એ એક જાતની ફેશન, જગતબાબુ," ટાઉન હૉલમાં ભાષણ કરતો હોય તેમ હાથ ઉંચા નીચા કરતો અવની બોલ્યો, "એક જાતની ફેશન! નહિ તો જેની કવિતાનો અર્થ સમજવા માટે લમણે હાથ દઇને બેસવું પડે છે, તે રવિબાબુની પાછળ ગાંડા બની લોક આમ થૈ થૈ નાચે શું કામ?"

ફૂઉઉઉ કરી ધુમાડાનો એક ગોટ છોડી જગતબાબુએ જવાબ દીધો, "જયંત અત્યારે હાજર હોત, તો તે જરૂર તમારા આ સવાલનો જવાબ આપતે."

"હવે જોયો જોયો તમારો જયંત!" તિરસ્કારથી મોં મચકોડી અવની બોલ્યો.

"જગતબાબુ," મોંઢામાંથી સિગારેટનું ઠૂંઠું બહાર કાઢી સ્વર્ણેંદુએ કહ્યું, "અવનીનું કહેવું વાજબી છે. રવિબાબુની કવિતામાં ખરેખર કશી સમજ પડતી જ નથી. મારા મામા તો એક દિવસ એટલે સુધી કહેતા હતા કે અક્ષર ગણીને કવિતા કેમ બનાવવી તેનું રવિબાબુને જરા ય ભાન નથી !"

"એમ ?" સ્વર્ણેંદુ તરફ કૌતુકભરી નજર નાંખી જગતબાબુ બોલ્યા; "ત્યારે તમારા મામા તો કેથા કાવ્યચર્ચા પણ કરતા દેખું ! શાબાસ, શાબાસ!"

સ્વર્ણેંદુનો એક દૂરનો મામો હતો, તેને રાજાનો ખિતાબ મળ્યો હતો; એક દૂરનો માસો હતો, તે હતો સિ. આઈ. ઇ; અને એક સગો ભાઇ, કોઇ વેપારી આફિસમાં કલાર્ક, હતો. સ્વર્ણેંદુ જ્યારે પણ કોઇની સાથે વાતચીત કરતો, ત્યારે મામાનું નામ વચ્ચે લાવતો, વારંવાર; માસાનું, કોઇ કોઇ વાર; અને ભાઇનું, એકવાર પણ નહિ. ભાઇ બિચારો કલાર્ક—તેનું નામ કંઇ લેવાય ? છટ, નોન્સેન્સ ! આ કારણસર દોસ્તદારોએ મજાકમાં સ્વર્ણેંદુનું નામ પાડ્યું હતું, "મામો !"

"આજકાલ દેશમાં જુવાનિયાઓની એક ટોળી ઉભી થઇ છે," અવની પગ હલાવતો હલાવતો બોલ્યો, "તેઓ સમજ્યા મૂક્યા વગર બસ 'રવિ ઠાકુર' 'રવિ ઠાકુર' કર્યા કરે છે. એ ચેલાઓની અતિભક્તિના રેલાઓ જોઇ આપણે તો હાથ જોડ્યા, ભાઇ. આપણા જયંતબાબુને કાવ્યરસનું જરા જેટલું પણ ભાન હોત, તો તે રવિબાબુની આવી બેહૂદી આંધળી ભક્તિ કરતે જ નહિ. હું—"એકાએક બારણાં તરફ નજર પડવાથી અવનીબાબુએ ગભરાઇને પગ હલાવવાનું તેમ જ રવિબાબુની સમાલોચના કરવાનું એકીસાથે જ બંધ કર્યું. પછી તરત જ ઘાંટો બદલી નાંખી તેણે કહ્યું, "કોણ, જયંતબાબુ ? આવો, આવો. ; હમણાં તમારી જ વાત ચાલતી હતી."

"હા," દીવાનખાનામાં દાખલ થઇ જયંતે જવાબ દીધો, "આવતાં આવતાં મેં તે સાંભળી છે."

"દેશમાંથી પાછા ક્યારે આવ્યો, ભાઇ?" જગતબાબુએ હૂકાની નળી મોંમાંથી બહાર કાઢી પૂછ્યું.

"આજે સવારે," જયંતે જવાબ દીધો, "અને, અવનીબાબુ, એ કાવ્યરસના ભાનની તથા આંધળી ભક્તિની તમે શું વાત કરતા હતા?"

"ના, ના," અવનીએ ગલ્લાંતલ્લાં કર્યાં. "એવું કશું નહોતું —એવું કશું નહોતું."

પણ અહીં કૈલાસબાબુનો કીડો ચવળી આવ્યો. ધોતિયાની સળી નાકમાં ઘાલી, હાંઆંચ્છી, હાંઆંચ્છી, કરી બે છીંક ખાઇ, લુચ્ચાઇથી હસતા હસતા તે બોલ્યા, "જયંતબાબુ, અવનીબાબુ કહેતા હતા કે રવિબાબુ કવિ નથી, તમને કવિતાનું ભાન નથી, અને—"

"હા, હા, મેં એમ કહ્યું," અવની તપી જઈ દમમાં જ બોલ્યો, "તેમાં કોઇના બાપની ચોરી છે?"

"ના, કોઇના બાપની ચોરી નથી," જયંતે ઠંડે કલેજે જવાબ દીધો, "પણ, તમે જાણો છો—તમારા બન્ને અભિપ્રાય ખોટા છે?"

"ખોટા એટલે?"

"એટલે એમ કે રવીન્દ્રનાથ મહાકવિ છે, અને મને કવિતાની સમજ છે."

"રવીન્દ્રનાથ મહાકવિ? જેણે બાપ જન્મારે મહાકાવ્ય લખ્યું નથી, તે મહાકવિ!"

જયંત કંઇ જવાબ દેવા જતો હતો, તેવામાં નોકર આવી નાસ્તાની થાળી ટેબલ ઉપર મૂકી ગયો.

લાગલા જ કૈલાસબાબુ છીંક ખાવી બંધ કરી ટપ કરતા ઉભા થઇ ગયા, અને બેઉ હાથ ઉંચા કરી બોલ્યા, "શાંત થાઓ, ભાઇઓ, શાંત થાઓ. મિષ્ટાન્નનો થાળ જ્યારે નજર સામે પડયો હોય ત્યારે અદબ વાળી, મોં બંધ કરી, કાવ્યચર્ચા સાંભળવા જેટલી ધીરજ આપણામાં તો, ભાઇસાબ, નથી. માટે—"

માટે કૈલાસબાબુએ ખૂબ ગેલમાં આવી જઇ, પેટ પંપાળી, બેઉ હાથ લાંબા કરી ખાવાનાની થાળી ઉપર સૌથી પહેલો મારો શરૂ કરી દીધો.



## ત્રણ

જગતબાબુના ઘરને પાછલે બારણે ખુલ્લી જમીન હતી.

ત્યાં એક લોઢાના બાંક ઉપર બેસી જગતબાબુની મોટી છોકરી ઇંદુલેખા ગુણગુણ કરતી મનમાં ને મનમાં ગાયન ગાતી હતી, તેવામાં પછવાડેથી કોઇનાં પગલાં સંભળાયાં. તરત ગાયન બંધ કરી પાછળ નજર કર્યા વગર જ તે બોલી, "કોણ ?"

"હું !"

"જયંતબાબુ ?" કહી ઇંદુ વહેલી વહેલી ઉભી થઇ ગઇ.

"હા, હું. તને મળવાને આવ્યો છું."

"દેશમાંથી ક્યારે આવ્યા ?"

"આજે સવારે."

"કેમ છો ?"

"મઝામાં. તું ?"

"હું પણ મઝામાં છું. બેસો."

જયંત બાંકને એક છેડે બેઠો.

ઈંદુલેખાનો બાંધો પાતળો પણ સાધારણ બંગાળી સ્ત્રીના બાંધા કરતાં કંઇક ઉંચો હતો. પણ એ ઉંચાઇથી તો તેનું શરીર સામું વધારે દીપી ઉઠ્યું હતું. તેના કપાળ ઉપર ગુચ્છાદાર વાળનો ભરાવો હતો. ભવાં બેઉ જોડાયેલાં અને છબીમાં ચીતરેલા ધનુષ્ય જેવાં કમાનદાર હતાં. બે મોટી મોટી ચકચકિત આંખો—કાળા વાદળામાં છુપાઇને ચમકારા મારતી વીજળી જેવી ચંચળ ! હોઠ બેઉ રક્તકમળની નાજુક પાંખડી સમા પાતળા હતા. હડપચી ઉપર એક તલ હતો—કેમ જાણે તેની આંખના ડોળામાં રંગ પૂરતી વખતે વિધાતાની પીંછીમાંથી શાહીનું એક ટીપું ત્યાં ટપકીને ચીટકી બેઠું હોય ને ! હાથ બન્ને ભરેલા, ગોળ ગોળ અને એવા કોમળ હતા કે અંદર કઠણ હાડકાં હશે કે કેમ તેનો યે સંદેહ ઉપજે ! પોટ્ટીનો રંગ પ્રભાતની આભા જેવો અપૂર્વ ગુલાબી હતો.

"જયંતબાબુ," બાંક ઉપર તેની પાસે બેસી ઈંદુ બોલી, "તમે દેશમાં મજા કરી આવ્યા, પણ અહીં મને તો જરા ય ગમ્યું નહિ. બાપાને કેટલી યે વાર કહ્યું કે મને કેથે ફરવા લઇ જાઓ, પણ 'જઇએ છીએ' 'જવાય છે' કરતાં કરતાં આજ સુધી અહીં જ પડી રહ્યા. કલકત્તા છોડતાં તેમને થરથરીને તાવ આવે છે—મારા બાપ, એવા માણસ તો મેં કોઇ દીઠા નથી !"

"હા, વખતોવખત દેશપરદેશ ફરી આવીએ તો તબિયત પણ સારી રહે, મનને યે આનંદ થાય."

સફેદ પદ્મ જેવા સફેદ પગ લીલા ઘાસ ઉપર ડોલાવતી ડોલાવતી ઈંદુ બોલી, "તમારે ઠીક છે, જયંતબાબુ, કે કલકત્તામાં ન

ગમ્યું તો ચાલ્યા દેશમાં! દેશ તો અમારે યે છે, ત્યાં અમારું ત્રણ મજલાનું મોટું ઘર છે, પણ એ બધું પરીઓની વાર્તા જેવું—કાને સાંભળવાનું આંખે જોવાનું નહિ!"

"કાં વારુ? તમે તો જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યાં જઇ શકો છો."

"પણ બાપા લઇ જાય કે જવા દે ત્યારે કેની? તે તો દેશનું નામ સાંભળતાં જ ચોંકે છે—કહે છે, ત્યાં જઇને શું કરશું? ત્યાં છે શું?—ઘરમાં મેલેરિયાના મચ્છરો છે, બહાર ઝેરી સાપો છે, અને તળાવના પાણીમાં કોલેરાનાં જંતુઓ છે!"

"હા," જયંતે હસતાં હસતાં કહ્યું, "તારા બાપને એવું ઘેલું લાગ્યું છે ખરું—તેને એકલાને કેમ? તમને બધાંને જ એ રોગ છે!"

"પણ, જયંતભાઇ, મને તો આ ગામડામાં રહેવું એટલું બધું ગમે છે કે કહેવાની વાત નહિ."

"કોઇ દિવસ ગામડામાં ગઇ નથી, તેથી તને એમ લાગે છે. એકવાર જા તો ખરી, બે દિવસમાં જ નાસી આવશે!"

નાક હલાવી, વાળ ડોલાવી, આંખ નચાવી ઇંદુ બોલી, "કદી નહિ. ઘણા દિવસની વાત ઉપર એકવાર અમે આગગાડીમાં બેસી ગિરિડિ ગયાં હતાં. જતાં જતાં સડકની બેઉ બાજુએ મેં કેવા સુંદર ગામડાંઓ જોયાં! કોઇ ગામ સપાટ મેદાનમાં, કોઈ નદીને કિનારે, તો કોઇ લીલાંછમ ઝાડોની ઘટામાં! કેવાં સરસ ઝૂંપડાં—માટીની દીવાલ ને પરાળનાં છાપરાં! ઝૂંપડાંઓની આસપાસ કેટલી બધી કેળ! તેનાં પાતરાં કેવાં ધજાની માફક ફરફર થતાં હતાં! કેટલાં બધાં તાડ, નાળિયેરી, ને ખજૂરી! અને વાંસવનની છાયામાં સરોવરનું પાણી કેવું થૈ થૈ કરતું હતું! સરોવરોને ઘાટે બગલમાં ઘડા લઇને છોકરીઓ કેવી છબી જેવી ઉભેલી હતી! કેવા સાંકડા અને વાંકાચૂકા રસ્તાઓ—કોઇ પાસેના ગામમાં ઝાડની ઓથમાં

અદૃષ્ય થતા હતા તો કોઈ વળી દૂર, દૂર, કોણ જાણે કયે દેશ જતા હતા! સાચેસાચ, જયંતબાબુ, એવું મન થાય છે કે તડકાથી લખલખતા મેદાનમાં બેઠેલા ગોવાળિયાની બંસરીનું ગાયન સાંભળવા તેવા એક રસ્તા ઉપર થઇને જાણે દોડું, દોડું, બસ દોડું!"

જયંત હસતે ચહેરે ઇંદુની આ ઉલ્લાસભરી વાત ગુપચુપ સાંભળી રહ્યો હતો. તે પૂરી થઇ એટલે તે બોલ્યો, "ઠીક, ઠીક, ઇંદુ, જ્યારે તને ઝાડપાન એટલાં બધાં ગમે છે, ત્યારે તો તારી આ જગા તેનાંથી ભરાઇ જાય તેવી હું આજથી જ તજવીજ કરીશ."

તેવામાં જગતબાબુ ત્યાં આવી લાગ્યા. તેમને બેઉને બેઠેલાં જોઇ તે બોલ્યા, "તમે લોક અહીં અંધારામાં આમ ભૂતની માફક કેમ બેઠાં છો? ઘરમાં ચાલો."

"બેઠકખાનામાંથી બધા ગયા કે?" જયંતે પૂછ્યું.

"હા. આજે સભા જલદી જલદી બરખાસ્ત કીધી."

ત્રણે જણાં ઘરમાં ગયાં અને એક ઓરડામાં બેઠાં.

"શું?" ઘડિયાળ તરફ જોઇ જગતબાબુ બોલી ઉઠ્યા, "એટલી વારમાં નવ વાગી ગયા! ઇંદુ, મહારાજને વાળુની તૈયારી કરવા કહે—જયંત પણ આજે અહીં જ જમશે."

"ના, મુરબ્બી," જયંત મોંઘો થયો, "આજે નહિ—ઘેર રસોઇ બગડશે."

"અને એક દહાડો બગડી તો શું થયું?" જગતબાબુએ આગ્રહ કર્યો.

થોડી વાર પછી જયંત જગતબાબુ જોડે જમવા બેઠો. ઇંદુલેખા પીરસવા રહી.

ભોજન પૂરું થવા આવ્યું એટલે ઇંદુ કેટલીક કેરી અને થોડુંક મિષ્ટાન્ન લઇ આવી.

જગતબાબુના ભાણામાં કેરી અને મીઠાઇ પીરસી જયંતના

ભાણામાં પીરસવા જેવો ઇંદુએ હાથ લંબાવ્યો, તેવા જ જગતબાબુ હાં હાં કરતા બૂમ પાડી બોલ્યા, "મૂકતી ના, ઇંદુ, મૂકતી ના."

ઇંદુએ તરત જ હાથ ખાંચ્યો. જગતબાબુએ ક્રોધથી લાલચોળ બની બૂમ પાડી, "મહારાજ !"

"જી !" રસોડામાંથી જવાબ આવ્યો.

"અહીં આવો."

રસોઇયો આવ્યો, તેના તરફ ડોળા કાઢી જોતા જોતા જગતબાબુ બોલ્યા, "આજે કેરી કેમ ધોઇ નથી ?"

"ભૂલી ગયો, શેઠ," બ્રાહ્મણે બીતાં બીતાં જવાબ દીધો.

"ભૂલી ગયો ? અમને બધાંને મારી નાંખવાં છે ?"

વાત કેથી આમ હતી:

રખેને કોઇ રોગના 'જર્મ' યાને જંતુ વગર નોટિસે શરીરમાં દાખલ થઇ જાય, એ બીકે જગતબાબુ સાવચેતીના પગલા તરીકે કેરી વગેરે ફળ ગરમ પાણીથી ધોવડાવ્યા પછી જ ખાતા હતા. જે કોઇ ફળ ગરમ પાણીથી ન ધોવાય, તે ન તો તેઓ પોતે ખાતા કે ન ઘરમાં બીજા કોઇને ખાવા દેતા. તેમના ઘરમાં બજારની મીઠાઇ ખાવાની પણ સખ્ત મનાઇ હતી – કદાચ કોઇ ઉડતો રોગ એવી મીઠાઇ મારફતે છાનોમાનો પેટમાં ઘૂસી બૂસી ગયો તો !

ગમે તેમ હશે—બ્રાહ્મણ શેઠને હાથેપગે પડયો એટલે તેની નોકરી તો ટકી ગઇ, પણ જયંતને નસીબે આજે કેરી ખાવાની મળી નહિ.

જગતબાબુ કેરી ભાણામાં એમની એમ રહેવા દઇ ઉઠી ગયા. જતાં જતાં આંખ ફેરવી બોલ્યા, "સાળા નોકરોને તે શું કહીએ ! હમણાં જ જોવા જેવું થતે, બીજું શું ? એ કેરી ખાતે તો ફરી જોવા સાંભળવાનું રહેતે જ નહિ ! એ કંઇ કેરી હતી ? અરે એ તો જમને ઘેર જવાની પાસ ! આજે આબાદ બચી ગયા, ભાઇ

જયંત !”

મહા મહેનતે હસવું રોકી જયંતે ઘેર જવાની રજા માગી. જગતબાબુએ ડોકું ધુણાવી રજા મંજુર કરી.

“જયંતબાબુ,” ઈંદુ બોલી, સવારે જરા વહેલા વહેલા આવજો.”

“જરૂર !” કહી ઈંદુના હાથમાંથી પાન લઇ જયંત વિદાય થયો.

* * *

જયંતને જગતબાબુ સાથે ઓળખાણ થયાંને આજે લગભગ બાર મહિના થયા છે.

જૂનું મકાન બદલી જયંતે જે નવું મકાન ભાડે રાખ્યું હતું, તે જગતબાબુના ઘરની બરાબર સામે રસ્તાના ફૂટપાથ ઉપર જ હતું.

જયંતને ગાવાબજાવવાનો શોખ હતો. તે જ્યારે હારમોનિયમ સાથે ગાતો અથવા વાંસળી વગાડતો ત્યારે રસ્તે જતાં લોક પણ તે સાંભળવા થોભી જતાં. એવું મધુર ગાયન કે એવું ચમત્કારિક વાદન સાંભળવું રસ્તામાં પડયું નથી. જયંતના ગાયનવાદનમાં એવું જાદુ હતું કે તે સાંભળી મૂએલાં માણસ પણ જીવતાં થઇ જતાં !

તેના સંગીતના સૂર જગતબાબુને કાને પહોંચ્યા. બંગાળામાં જે સંગીત રોજ મહોલ્લે મહોલ્લે સાંભળવામાં આવે છે, તેનામાં કાનમાંના કીડા બહાર કાઢવા સિવાય બીજો કોઇ ગુણ નથી ! અરે, કોઇ કોઇ વાર તો પાડોસીઓ પોલિસને બોલાવી તાનસેનને ગાતો અટકાવે નહિ, તો તેમને ત્યાં રહેવું પણ મુશ્કેલ થઇ પડે છે ! પણ જયંતના સંગીતમાં એ દોષ નહોતો.

કૌતૂહલવશ થઇ જગતબાબુ જેને તેને પૂછવા લાગ્યા, “આ ઉસ્તાદ ગવૈયો કોણ છે ?” તેમને ખબર પડી કે એ તો તેમની જ ન્યાતનો, બહારગામના કોઇ જમીનદારનો, છોકરો હતો અને કલકત્તામાં કોઇ કોલેજમાં એમ. એ. નો અભ્યાસ કરતો હતો.

એક દહાડો સાંજે જયંતની બંસરી પૂર્વીના ઉદાસ સૂરે ફૂલી

ફૂલીને વિલાપ કરી રહી હતી, તેવામાં જગતબાબુ એકાએક ત્યાં પહોંચી ગયા.

"પધારો, પધારો," વાંસળી બંધ કરી જયંતે તેમને આવકાર આપ્યો.

"હું સામેના મકાનમાં રહું છું," એક ખુરશી ઉપર બેસી જગતબાબુએ કહ્યું, "તમારી વાંસળી મને અહીં ખેંચી લાવી છે!"

સહેજ હસી ડોકાના લહેકાથી નમન કરી જયંતે વાંસળીમાં પાછી ફૂંક મારવા માંડી. જગતબાબુ આંખો મીંચી માથું ધુણાવી તાલ દેવા લાગ્યા. બંસરીમાંથી પૂર્વીના સૂર પાછા નીકળવા માંડયા—ઘડીમાં આરોહી, ઘડીમાં અવરોહી, ઘડીમાં તીવ્ર, ઘડીમાં કોમળ તો ઘડીમાં મધ્યમ ! ઘણીવાર સુધી એક ધ્યાનથી વગાડયા પછી જયંતે જેવી બંસરી બંધ કીધી તેવું જ જગતબાબુનું માથું પણ ધૂણતું બંધ થયું અને છાતી ઉપર એક બાજુએ ઢળી પડયું.

જયંતે એક બે સાદ માર્યા પણ જવાબ મળ્યો નહિ, એટલે તે સમજી ગયો કે તેનો નવો શ્રોતા સ્વપ્નલોકમાં વિચરતો હતો.

વળતે દિવસે જગતબાબુ ઘણો આગ્રહ કરી જયંતને પોતાને ઘેર તેડી ગયા. તેના સંગીતથી તે દિવસે તેમની બેઠકમાં ખૂબ રંગ જામ્યો.

થોડા દિવસની ઓળખાણપિછાણમાં જ જગતબાબુએ જોઇ લીધું કે કેવળ રૂપ, ધન, અને વિદ્યાની બાબતમાં જ નહિ પણ ચારિત્ર્ય અને હૃદયધનની બાબતમાં પણ જયંતની જોડી મળવી મુશ્કેલ હતી. તેણે ઇંદુલેખાને સંગીત શીખવવા જયંતને કહ્યું. એ વાતની ના કહેવાનું જયંતને કંઇ કારણ નહોતું.

એવી રીતે ધીમે ધીમે જયંતને આ કુટુંબ સાથે ઘર જેવો સંબંધ થઇ ગયો.

પણ એ ઘરવટ એક જણની આંખમાં ખૂંચી—તે અવની.

અવની પણ જગતબાબુનો પાડોસી હતો. તેનો બાપ દલાલી કરી જે પૂંજી મૂકી ગયો હતો તે જેમ બહુ મોટી નહોતી, તેમ સાવ નાની નહોતી. તેમાં વળી અવનીએ પ્રેમચંદ રાયચંદ સ્કૉલરશિપ મેળવી હતી, એટલે લગ્નના બજારમાં આજકાલ તેના ભાવમાં એવી તેજી આવી હતી કે કહેવાની વાત નહિ. મોટે મોટે ઘેરથી તેને માટે માગાં આવતાં હતાં. તેમાંનું એક પણ જો તેણે કબૂલ કર્યું હોત તો, અરધું રાજપાટ અને રાજકન્યા તો નહિ પણ, એક રૂપાળી છોકરી અને નાંખી દેતાં યે દશ હજાર રૂપીઆ રોકડા તો તે અનાયાસે હાથ કરી શકતે. પણ ગોરી ગોરી વહુ અને ચળકતા ચાટલાનો મોહ પૂરેપૂરો હોવા છતાં અવનીએ કોઇપણ માગા ઉપર ધ્યાન આપ્યું નહોતું.

જગતબાબુમાં એક મોટો ગુણ હતો—નાના મોટા સૌની સાથે તે એકસરખા ભળી જતા હતા. તેથી જ અવની જો કે ઉમરે ઘણો નાનો હતો તો પણ તેની સાથે હળવામળવામાં જગતબાબુને જરા ય સંકોચ લાગતો નહોતો. અવની પણ બીજા બધાની માફક તેમની બંધુસભામાં નિયમિત હાજરી આપતો હતો.

પડદા ટાંગીને કે દીવાલ બાંધીને સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખવાની રૂઢીના જગતબાબુ કટ્ટા વિરોધી હતા, પણ તેથી કંઇ તેઓ ગમે તે માણસને પોતાના અંતઃપુરમાં જવા દેતા નહોતા. બે ચાર ખાસ દોસ્તદારોને જ તેમના અંતઃપુરમાં જવાની છૂટ હતી અને એ બે ચાર નસીબદારોમાં અવની પણ એક હતો.

દાઢીમૂછના ગીચ જંગલથી ઢંકાયેલી અવનીની છાતીમાં કોઇ કોમળ લાગણી વાસ કરતી હશે કે કેમ તે કળવું બહુ મુશ્કેલ હતું. આ કારણથી તે ઇંદુલેખા સાથે પરણવાનાં સ્વપ્નાં સેવતો હતો તે વાતનો જગતબાબુના મનમાં એક દિવસ પણ વહેમ આવ્યો નહોતો.

અવનીએ પણ આજ સુધી મોં ખોલી તેમની દીકરીના

હાથની સાગણી કરી નહોતી. તો પણ, "અમુક જમીનદાર પોતાની છોકરી સાથે લગ્ન કરવાને મારા બહુ કાલાવાલા કરે છે, અમુક ડિપોટિ મને અમુક રકમ અને પોતાની એકની એક દીકરી દેવા તૈયાર છે," વગેરે વાત કહી જગતબાબુને મોઘમમાં ઇસારો કરવાનું તે ચૂકતો નહોતો.

જગતબાબુ મનમાં વિચાર કરતા, "આ માણસ નહિ પરણે તે જ બહેતર છે. કારણ, એના દાઢીમૂછ જોતાં માણરામાં જ બળવો થવાનો સંભવ છે!" પણ અવની આવાં સારાં સારાં માગાં શા માટે ઉડાવતો હતો તેનું ખરૂં કારણ જો જગતબાબુ જાણતે તો તેઓ પોતાની જીંદગીની સૌથી મોટી અજાયબીમાં જ પડતે.

હશે. આવી રીતે દિવસો નીકળી જતા હતા. તેમાં જયંત અણધાર્યો આવી લાગ્યો એટલે બાજી બધી ફેરવાઇ ગઇ. કારણ, એક તો તેની વાતચીતથી અને ગાવાબજાવવાની હોશિયારીથી બેઠકમાં તે સૌનો માનીતો થઇ પડયો; બીજું, તેના તરફ જગતબાબુનો પક્ષપાત દિન પર દિન વધતો ગયો; અને ત્રીજું, ઇંદુલેખા પણ તેના તરફ ઢળતી હોય એવાં ચિન્હો નજરે પડવાં લાગ્યાં.

અવનીની રગેરગમાં અદેખાઇની આગ પ્રસરવા લાગી હતી.



# ચા ર

બીજા દિવસથી જ જયંત ખાઇપીને ઇંદુલેખાનો બાગ તૈયાર કરવાના કામ ઉપર મંડી ગયો. અને બે મહિનાની અંદર તો જાતજાતનાં નાનાં મોટાં દેશીવિલાયતી ફળફૂલનાં ઝાડ, છોડ ને વેલા લાવી તેણે તે ઊજડ જગાને એક ચમત્કારિક બાગમાં ફેરવી નાંખી.

એક દહાડો જયંત બાગના એક ભાગમાં કેળ રોપાવતો હતો, તેવામાં ઇંદુલેખા ત્યાં આવી અને બોલી, "જયંતબાબુ, બાગ તો જાણે થયો, પણ ગામડાની કાણી અહીં પંખીઓ કલ્લોલ કરતાં નથી, તેનું કેમ?"

"અરે એમાં શી મોટી વાત છે?" જયંતે જવાબ દીધો.

તેની પછીને દિવસે જયંત ટેરિટિબજારમાંથી પંખીઓનું આખું સંગ્રહસ્થાન ઉપાડી લાવ્યો. ચકલી, બુલબુલ, મેના, પોપટ, કાકાકૌવા, હંસ, મોર વગેરે કેટલી જાતનાં પંખી લઇ આવ્યો તેની ગણતરી રહી નહોતી.

ચલિયાંઓની ચીંચીં પીંપીં સાંભળી જગતબાબુ ભારી અચંબા સહિત માળેથી નીચે દોડી આવ્યા. ઇંદુલેખા તે વેળા ખુશ ખુશ થઇ નાની છોકરીની માફક તાળી પાડતી પાડતી નાચતી હતી.

બાજુએ ઉભા રહી જગતબાબુએ હસતે ચહેરે થોડીવાર સુધી ઇંદુલેખાની નાચકૂદ જોઇ. પછી આગળ આવી તેમણે કહ્યું, "ઇંદુ, નાચવાનું બંધ કર—તું કંઇ હવે નાની કીકી નથી!"

"બાપા, બાપા!" દોડતી દોડતી જઇ જગતબાબુને ગળે બાઝી ઇંદુલેખા બોલી, "જુઓ તો ખરા, કેટલાં બધાં પંખી!"

"ખરેખર! એટલાં બધાં પંખી ક્યાંથી આવ્યાં?"

"કેમ, તમને ખબર નથી? જયંતબાબુએ મને ભેટ આપ્યાં!"

"છોકરા," જયંત તરફ જોઇને જગતબાબુએ કહ્યું, "આ બધો નાહકનો ખર્ચ કેમ કર્યો ?"

"ઇંદુને પંખીઓનો કલરવ સાંભળવાનું મન થયું હતું, માટે."

"કાલે ઉઠીને એ ચક્રમ છોકરી તો આકાશમાંનો ચાંદ માગશે, તે પણ તું લાવી દેશે કે ? ખબરદાર હવેથી એવો ખોટો ખર્ચ કર્યો તો !—તને કેટલો ખરચ થયો છે તે કહે, હું હમણાં જ આપી દઉં."

પણ જયંતે તેની વાત કાને ધરી નહિ.

કૃત્રિમ પહાડમાં થઇને વહેતા એક કૃત્રિમ ઝરા પાસે મસ મોટું એક પાંજરું બનાવવામાં આવ્યું હતું. કેટલાક પંખી તેમાં હતાં, બાકીનાં હતાં ઝાડે ઝાડે ટાંગેલાં નાનાં પીંજરાંઓમાં.

પંખીઓની ગોઠવણ પૂરી થઇ—પણ ઇંદુલેખાનો જીવ ધરાયો નહિ. મોં ભારી કરી તે બોલી, "પણ, જયંતબાબુ, હમણાં તો ચોમાસાના દહાડા—દેડકા ભેં ભેં કરે નહિ, ત્યાં સુધી આ જગા ગામડા જેવી કેમ લાગે ?"

માથું ખજવાળતો ખજવાળતો જયંત બોલ્યો, "દેદકા તો બજારમાં વેચાતા મળતા નથી, ઇંદુ !"

"ત્યારે કેમ કરીશું ? મારે તો બસ દેડકા જોઇએ ને જોઇએ," ઇંદુએ હઠ લીધી.

થોડીકવાર વિચાર કરી જયંતે કહ્યું, "ગોળદિઘિમાં દેડકા પુષ્કળ છે. ત્યાંથી કોથળામાં ભરી લઇ આવીએ તો કેમ ?"

તે પછીને દિવસે જ્યારે એક કૃત્રિમ ખાબોચિયાં આગળ કોથળામાંથી દેડકા છોડવામાં આવતા હતા ત્યારે અવનીબાબુની સવારી ત્યાં આવી ચઢી. સંખ્યાબંધ મોટા મોટા દેડકાઓ જોઇ ડોળા ફાડી તે બોલ્યો, "હેં, હેં, આ શું તમાસો છે ?"

રખેને એકાદ બે દેડકા શરીર ઉપર કૂદી આવે એ બીકે

ઇંદુલેખા જરા છેટી ઉભી હતી. ત્યાંથી જ તેણે જવાબ દીધો, “અવનીબાબુ, એ તો છે કેની તે અમે ગામડાની માફક અહીં પણ દેડકા બોલે તેનો બંદોબસ્ત કરીએ છીએ.”

“પણ આટલા બધા દેડકા લાવ્યા ક્યાંથી ?”

“બીજે ક્યાંથી વળી ? ગોળદિઘિમાંથી !”

“સમજ્યો—એ બધાં જયંતબાબુનાં પરાક્રમ !”

“ના, ના, એ બિચારા તો મારા કહેવાથી લઇ આવ્યા છે—હમણાં ચોમાસામાં દેડકા ન હોય તો ગામડા જેવી મજા ક્યાંથી પડે !”

“ડચ, ડચ, જયંતબાબુ,” અવની ડચકારો કરતો બોલ્યો, “ગામડામાં કંઇ એકલા દેડકા જ હોતા નથી—સાપ, વીંછી, ચામાચિડિયાં વગેરે પણ ગામડાનાં રહેવાસીઓ છે. તેમને પણ અહીં આવવાનું નોતરૂં આપો—નહિ તો આ જગા ગામડા જેવી શોભશે કેમ ?”

“એ બધાં જંગલનાં રહેવાસીઓ,” જયંતે ટાણો માર્યો, “ગામડાના નહિ—અમારી આ જગા કરતાં તમારી દાઢીમાં તેમને ઘર જેવું લાગશે !”

“તમારૂં મગજ ઠેકાણે છે કે કેમ તેની મને ફિકર થાય છે.”

“ગભરાઓ ના, અવનીબાબુ; ગભરાઓ ના—કારણ વગર ફિકર કરવી એ જ ખસેલા મગજની નિશાની છે !”

“તમે આટલા બધા વાક્ચતુર[૧] છો તે તો મેં આજે જ જાણ્યું. ભલે ભાઇ, ભલે, બાગ બનાવવો હોય તો બાગ બનાવો—તેમાં આ બધા ઢોંગ કેવા ? બાગ તો મારે યે છે, પણ તે નથી દેડકાથી ભરેલો કે નથી આવો ઉંચી નીચી જમીનવાળો.”

“ઉંચી નીચી જમીનની વાત કહો છો ? બાગની જમીન એવી

---

૧ Witty

જ જોઇએ, નહિ તો શોભે કેમ ? બાગબગીચા સંબંધી કોઇ સારૂં પુસ્તક વાંચી જોજો—ત્યારે જ મારૂં કહેવું તમારા ધ્યાનમાં ઉતરશે !"

અવની કંઇક તપી જઇને બોલ્યો, "બહુ સારૂં, ભાઇ, બહુ સારૂં ! હું કંઇ તમારી માફક બધા વિષયમાં પંડિત નથી, એટલે મને લાંબુંટૂંકું ભાષણ કરતાં આવડતું નથી !"

ઇંદુલેખા છેટે ઉભી ઉભી આ બે જણની વાત સાંભળ્યા કરતી હતી. એક સસ મોટા ફૂલેલા ગાલવાળા દેડકાએ બીજી જગા ન જડવાથી અવનીના ધોતિયામાં આશ્રય લીધો તે જોઇ હસતી હસતી તે બોલી, "અવનીબાબુ, તમારા ધોતિયામાં એક દેડકો સંતાયો છે !"

તડાક દેતો કે એક કૂદકો મારી અવની પાછો હઠ્યો અને તિરસ્કારથી બોલ્યો, "છિઃ, છિઃ, આ તે કંઇ માણસને લાયક જગા છે !" તે વધુ વખત ત્યાં થોભ્યો નહિ—ધોતિયાની કછી ખંખેરતો ખંખેરતો ત્યાંથી ઝટપટ ભાગી ગયો.

જતાં જતાં જયંત અને ઇંદુનો ખડખડ હસવાનો અવાજ તેને કાને પડ્યો.

*　　　　*　　　　*

જગતબાબુના બેઠકખાનામાંથી એક પછી એક એમ મેમ્બરો ચાલી ગયા, તો પણ અવની ઉઠ્યો નહિ.

"અવનીબાબુ," ઘડિયાળ તરફ જોઇ જગતબાબુએ કહ્યું, "નવ વાગી ગયા—આજે હવે બેઠક બરખાસ્ત કરીએ, શું વિચાર ?"

અવનીને મને કમને ઉઠવું પડ્યું—તે બારણાં તરફ થોડેક સુધી ગયો. હૂકાની નળી મૂકી જગતબાબુ ઉઠવાની તૈયારીમાં હતા, તેવામાં તે એકાએક પાછો આવ્યો અને પોતાની અસલ જગાએ બેસી ગયો.

જગતબાબુએ અજાયબીથી તેના મોં સામું જોયું. તે બોલ્યો,

"અં—અં—અં, જગતબાબુ, એક વાત કહેવી છે."

"બોલો."

"તમે જાણો છો તો ખરા કે સ્ત્રીકેળવણીનો હું મોટો હિમાયતી છું. પણ મારો એવો પણ અભિપ્રાય છે કે તે કેળવણીનું પરિણામ ઉંધું આવવું ન જોઇએ."

"અત્યારે આ વાત કાઢવાનું કંઇ કારણ?"

"તે પણ કહું છું—પહેલાં કહો કે મારૂં કહેવું વાજબી છે કે નહિ?"

"તદ્દન વાજબી છે. પણ, અવનીબાબુ, અસમયે અકારણે કોઇ વાત નીકળે તે વાજબી હોય, તો ય તે સાંભળવી ગેરવાજબી કહેવાય."

"ત્યારે કારણ સાંભળો. કાલે સાંજે જ્યારે હું અહીં આવ્યો ત્યારે મેં સાંભળ્યું કે જયંતબાબુ તમારી દીકરીને સંગીત શીખવે છે."

"વારૂ, તેથી શું થયું? છોકરીઓને સંગીત શીખવવું એ એ તમને ગેરવાજબી લાગે છે?"

"જરા ય નહિ."

"ત્યારે?"

"છોકરીઓને અશ્લીલ ગાયન શીખવવામાં આવે તે મને ગેરવાજબી લાગે છે."

"અશ્લીલ? એટલે?"

"એટલે એમ કે જયંતબાબુ તમારી છોકરીને એક એવું ખરાબ ગાયન શીખવતા હતા કે જે સારા ઘરની સ્ત્રીને ગાવું છાજે નહિ."

જગતબાબુ બેઠેલા હતા તે એકદમ ઉભા થઇ જઇ બોલ્યા, "શું કહો છો?"

" બિલકુલ ખરૂં."

" ત્યારે તો મારે કહેવું જોઇએ કે જયંત ખોટું કરે છે."

" મેં કાનોકાન સાંભળ્યું છે, જગતબાબુ, હું મિથ્યા કહેતો નથી. ગાયન રવીંદ્રનાથનું !"

"રવીંદ્રનાથનું ગાયન અશ્લીલ !"

"ગાયન સાંભળશો તો તમારી ખાત્રી થશે. મને બરાબર યાદ નથી, પણ આવું કંઇક છેઃ—

તમે જાશો ના આ ઘડી,
વીતી નથી હજી રાતડી
પથ વિજન, તિમિર સઘન,
કાનન કંટક તરૂ-ગહન
અંધારી ધરતી માતડી—

વગેરે. એનો અર્થ શું ? એ જ કે કોઇ કુલટા સ્ત્રી તેના જારને સંબોધન કરી કહે છે—" કહેતો કહેતો અવની અટકી ગયો, કારણ, જગતબાબુ સોફા ઉપર સેટી બેઉ હાથે પેટ દાબી ખડખડ હસતા હતા.

અવનીએ કંઇક વિચારમાં પડી જઇ પૂછ્યું, " શું છે ? આમ હસો છો કેમ ? "

પણ જગતબાબુનું હસવું રોક્યું રોકાતું નહોતું. આખરે જ્યારે હસતાં હસતાં થાક્યા ત્યારે તેઓ બોલ્યા, " માફ કરો, ભાઇ, આને તમે અશ્લીલ ગાયન કહો છો ? "

" અશ્લીલ ન માનો, તોય કુરુચિભર્યું [૧] તો ખરૂં ? "

" તમે કુરુચિ કોને કહો છો, તે હું જાણતો નથી. ડગલે ને પગલે કુરુચિનું ઓથું આગળ કરી હિંદુઓ અગાઉ બ્રહ્મસ-માજીઓની ખૂબ મશ્કરી કરતા હતા. આજે પણ વાતવાતમાં છાપાઓમાં અને ચોપડીઓમાં હિંદુઓ વગર કારણે કુરુચિને નામે

---

૧ રુચિ=taste; સુરુચિ=good taste કુરુચિ=bad taste.

એવા બૂમબરાડા પાડે છે કે તેવા બ્રહ્મસમાજીઓએ કોઇ પણ દિવસ પાળ્યા નથી. તમને એ વર્ગમાં જોઇ મને દુઃખ થાય છે, અવનીબાબુ."

અવની ચોટ પડી ખુરશીમાં ઢળી પડ્યો અને બોલ્યો, "હું આપના જેટલા ઉદાર વિચારનો માણસ નથી, જગતબાબુ. જયંતબાબુ સાથે તમે પણ રવિ ઠાકુરના આંધળા ચેલા બની ગયા હો એમ જણાય છે—નહિ તો આવું ખરાબ ગાયન પણ——"

"ખાલી તકરાર કરવામાં માલ નથી," જગતબાબુ તેને અટકાવીને બોલ્યા. "તમારે જાણવું જોઇએ કે કવિતા એ કંઇ સંધ્યાપૂજાના શ્લોક નથી. કવિઓ 'હળવા' રસને બૉયકૉટ કરે તો જોબનનું મોં તો સાવ બંધ થઇ જાય!"

અવની થોડીક વાર ચૂપ બેઠો, પછી એકાએક અત્યંત ગંભીર બની જઇ બોલ્યો, "મેં જે કંઇ કહ્યું તે સરળ મનથી સરળ વિશ્વાસથી જ કહ્યું છે. તમારી દીકરીને આ ગાયન ગાતી સાંભળી મને ખરેખર દુઃખ લાગ્યું છે. કારણ———————" અત્રે અવની થોભ્યો, પણ તરત જ જગતબાબુના મોં તરફ જોઈ અચકાતો અચકાતો પાછો બોલ્યો, "કારણ—આપની છોકરીને—હું—ચાહું છું!"

"મારી ઇંદુ છે જ એવી ભલી કે સૌ કોઇ તેને ચાહે છે!" મનમાં કોઇ પણ જાતની શંકા કર્યા વગર જગતબાબુએ કહ્યું.

જગતબાબુ તેના કહેવાનો ભાવાર્થ સમજ્યા નહોતા, તે જોઇ અવની હતાશ થઇ ગયો. પણ આજે તે દૃઢ પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો કે પોતાના દિલની વાત જગતબાબુને ખુલ્લેખુલ્લી કહ્યા વગર ત્યાંથી ખસવું નહિ. તેથી જ નીચી મુંડી કરી તે ફરીથી બોલ્યો, "જગતબાબુ, તમે મારું કહેવું સમજ્યા નથી."

"કેમ? તમે ઇંદુને ચાહો છો, એમ જ કહેતા હતા ને? એમાં

વળી અધ્ધરી વાત શું છે ?"

જીવ પર આવી અવનીએ એકે સાસે કહી દીધું, "હું ઇંદુલેખા સાથે વિવાહ કરવા માગું છું !"

"શું ? શું બોલ્યા ?"

"હું ઇંદુલેખા સાથે વિવાહ કરવા માંગું છું !"

છતાં જગતબાબુને પોતાના કાનનો ભરોસો પડયો નહિ. બહુ જ શંકિત નજરે તેઓ અવનીની દૂંટીને ચુંબન કરતી લાંબી દાઢી તરફ જોઇ રહ્યા—જાણે એ કઠોર દાઢીમાંથી વિવાહ જેવી કોમળ વાત નીકળે એ તેમના માનવામાં જ આવતું નહોતું !

તેને આમ જોતા જોઇ અવની વિચારમાં પડયો. તે બોલ્યો, "જુઓ, જગતબાબુ, તમારી દીકરી સાથે વિવાહ કરવાની ઉમેદમાં ને ઉમેદમાં મેં ભલાભલાનાં માગાં પાછાં કાઢયાં છે. હું કંઇ અભણ કે ગરીબ નથી—મારી સાથે પરણી તમારી છોકરી સુખી થશે."

હવે જગતબાબુની ખાત્રી થઇ કે અવની મશ્કરી કરતો નહોતો—તે ખરેખર ઇંદુલેખા સાથે પરણવા માગતો હતો. પણ અવનીએ વાત એવી અચબૂચ કાઢી હતી કે તેનો શું જવાબ દેવો તેની તેમને સમજ પડી નહિ. છોકરીના વિવાહ એ કંઇ મોંઢે મોંઢેની વાત નહોતી કે ઝટ ને પટ અલલટપે હા કહી દેવાય ! માટે જ માથે હાથ ફેરવતાં ફેરવતાં થોડી વાર મૂગા બેઠાં બેઠાં વિચાર કર્યા પછી જગતબાબુએ કહ્યું, "અવનીબાબુ, તમારી વાતનો હું હમણાં ને હમણાં જ જવાબ આપી શકતો નથી. મને બે ચાર દિવસ વિચાર કરવા દો."

"ભલે. ત્યારે આજે હવે હું રજા લઇશ," કહી અવની ઉઠયો અને ત્યાંથી જતો રહ્યો.

આ વાતનો જ વિચાર કરતા કરતા જગતબાબુ અચાનક મોટેથી હસવા મંડી ગયા અને મનમાં ને મનમાં જ કહેવા લાગ્યા, "અવનીને જોઇને કે તેની વાત સાંભળીને કોઇ માને યે નહિ કે

તેનું મન મરુભૂમિ જેવું નથી! આજે મારી ખાત્રી થઇ કે એ રણમાં પણ ફળદ્રુપ જગા છે, અને લીલોતરી ત્યાં ઉગવાની તૈયારીમાં છે. ખરેખર, એ પણ એક નવાઇ જ કેની?"



# પાંચ

ફુવારા પાસે એકલી ઉભી ઉભી ઇંદુલેખા માછલીની રમત જોતી હતી. પછવાડેથી જયંત આવી બોલ્યો, "ઇંદુ, તારે શું ચોવીસે કલાક બંગલાં જ બેસી રહેવું છે? ચાલ, તને પેલું નવું ગાયન શીખવું."

"કયું ગાયન?" ઇંદુએ પૂછ્યું.

"રવિબાબુનું 'દક્ષિણવાયુ'વાળું."

"ઉંહુ!" જોરથી માથું ધુણાવી ઇંદુ બોલી, "રવિબાબુનું ગાયન? જાઓ, નહિ મંગતા!"

"આજે એ શું ભૂત ભરાયું છે?" જયંતે પૂછ્યું.

"ભૂત ને ડાકણ તો કંઇ નથી ભરાયાં! હુકમ થયો છે કે રવિબાબુનાં ગાનતાન હવેથી મારે ગાવાં કે શીખવાં નહિ!"

"હુકમ! એવો વાહિયાત હુકમ કોણે કાઢયો? તારા બાપાએ?"

"ઉંહું!"

"ત્યારે?"

"અવનીબાબુએ."

"અવનીબાબુએ? કેમ?"

"રવિબાબુનાં ગાયન અશ્લીલ છે, માટે!"

"હુકમ માનશે કોણ?"

"હું. નહિ તો અવનીબાબુ મારી સાથે પરણશે નહિ!" કહી લુચ્ચી ઈંદુ લૂગડાનો ડૂચો મોંમાં ઘાલી હસતી હસતી કમરમાંથી વાંકી વળી ગઇ.

જયંત થોડીવાર મૂઢ જેવો ઉભો રહ્યો. પછી તે બોલ્યો, "ઈંદુ, તારૂં હસવાનું બંધ કર અને શું બાબત છે તે મને ખુલ્લાસાથી કહે."

હસવું રોકી ઈંદુએ જવાબ દીધો, "કહું તો ખરૂં કે અવનીબાબુને મારી સાથે પરણવું છે! બાપાની પાસે તે પોતે જ પોતાની વતી દલાલી કરી ગયા છે!" વળી પાછો ઈંદુએ હાસ્યનો ફુવારો છોડી મેલ્યો.

જયંતનું મોં મલિન થઇ ગયું. ડઘાયેલે સાદે તે બોલ્યો, "તેમાં આટલું બધું હસે છે કેમ?"

"અવનીબાબુની વાત યાદ આવતાં જ મને મૂઇં હસવું આવે છે, તેમાં હું શું કરૂં, કહો? લોકો મને તદ્દન બેશરમ ધારશે, નહિ જયંતબાબુ?" અને વળી પાછું હાસ્ય!

જયંતે જવાબ દીધો નહિ. તે કોઇ ઉંડા વિચારમાં પડી ગયો.

આકાશમાં મેઘપુરીના તોરણ ઉપર ચંદ્રની મસાલ ધીરે ધીરે મોટી થતી હતી; બેસતા ફાગણનો ધીમો પવન બાગના થરથર કાંપતાં ફૂલો ઉપર લાંબી હાય નાંખી ચાલી જતો હતો; અને આંબાની ડાળમાંથી કોઇ એકલીઅટુલી કોયલ કુહૂ કુહૂ કરી ટહુકતી હતી.

જયંતે મોં ઉંચું કરી જોયું, ઈંદુ હસતી બંધ પડી હતી—ચંદ્ર તરફ મોં કરી ચૂપ બેઠી હતી.

"ઈંદુ!" જયંત ખોખરા અવાજે બોલ્યો.

"ઓ!"

"તેં કહ્યું તે સાચું?"

"અવનીબાબુની દાઢીના સમ—મારો એકે બોલ ખોટો નથી!"

"તારા બાપનો શું વિચાર છે?"

"કોણ જાણે!"

"તું શું કહે છે?"

"કશું નહિ!"

"તું શું અવનીબાબુને—"

"ઉંહુ ! પરણીને શું કરૂં ?"

"ના, ઇંદુ, આ કંઇ મશ્કરી નથી—હું તને એક વાત પૂછવા માગું છું."

"શી વાત, જયંતબાબુ?" તેનો ખોખરો અવાજ સાંભળી અજાયબીથી તેના તરફ જોઇ ઇંદુએ પૂછયું.

"તા—રા—વિ—વા—હ—ની--જ—વાત," એકીટશે તેના તરફ જોતાં જોતાં જયંતે માંડ પૂરૂં કર્યું.

"મૂઇ એ વાત, પડતી મૂકો ને—મને એ મુદ્દલ ગમતી નથી."

"ઘણી વેળા ઘણી વાત અણગમતી હોય તો ય સાંભળવી પડે છે," ઇંદુનો એક હાથ પોતાના હાથની મૂઠીમાં દાબી જયંતે કહ્યું.

તેના હાથમાં પોતાનો હાથ જતાં જ ઇંદુને લાગ્યું કે જયંતની આંગળીઓ જ જાણે કંઇ વાત કહેતી હતી. એ શું વાત—હેં, એ શું વાત? ઇંદુની છાતી ધડકવા લાગી.

અરધી ખીલેલી કળી જેવી ઇંદુની નીચું જોતી આંખો તરફ પોતાની ચંચળ આંખો ફેરવી જયંતે જોયું, તેના મોં ઉપર હવે થોડીવાર પહેલાંના જેવું હાસ્ય નહોતું, તે અત્યારે ગંભીર હતી.

"ઇંદુ," જયંત મૃદુ સ્વરે બોલ્યો, "તું જો આશા આપતી હોય તો હું જઇને તારા બાપા પાસે વાત કરૂં."

ઇંદુના બેઉ હોઠ ફડફડયા, પણ મોંમાંથી સાદ કંઇ નીકળ્યો નહિ. તેને ડિલે પરસેવાની ઝરી છૂટી હતી; તે જડ જેવી બેસી રહી. જાણે કોઇ એક વ્યથાભર્યા સૂરે તેનો પ્રાણ એકીવારે ભરાઇ આવ્યો હતો.

"ઇંદુ," જયંત જુસ્સાથી બોલ્યો, "તારા મનમાં શું છે તે હું જાણતો નથી, પણ મારૂં મન બસ એક તને જ માગે છે, તને એકલીને. મારી નજર આગળથી બીજો કોઇ તને લઇ જશે, તો તારા વિના હું શી રીતે જીવતો રહીશ ?"

આશા અને નિરાશા વચ્ચે ડોલા ખાતા જયંતે ઇંદુના મોં તરફ જોયું. ઇંદુએ લજવાઇને ડોક ફેરવી પોતાના બેઉ હાથોમાં મોં છુપાવ્યું. પવનના એક સપાટાથી ઇંદુના સુગંધી વાળની એક લટ ઉડી જયંતનાં આંખ મોં સાથે અથડાઇ.

ઇંદુનો હાથ વધારે જોરથી દાબી જયંતે કહ્યું, "બોલ, ઇંદુ, તારા બાપા પાસે આ વાત હું કાઢું કે નહિ ? જો તારો વિચાર ન હોય તો આ આપણી છેલ્લી મુલાકાત !"

મોં ઉપરથી હાથ ખસેડી લઇ ઇંદુ ઘણા જ ધીમા અવાજે બોલી, "જયંતબાબુ !"

"બોલ, તું મારી સાથે પરણશે ?"

"હા !" જવાબ દેતાં ઇંદુનો શ્વાસ જાણે રુંધાઇ ગયો, તો પણ તે જીવ પર આવીને બોલી.

હા ! આ નાના સરખા શબ્દથી જયંતને જાણે આખા જગતની દોલત મળી ગઇ. આનંદના આવેગથી અધીરા બની તેણે ઇંદુના શીતળ અને સુંવાળા હાથ ઉપર પોતાના ગરમ હોઠ ઠંડા કર્યા.

આ વેળા આકાશમાં ચંદ્ર—સ્વર્ગસુંદરીએ પોતાને હાથે તરતો મૂકેલો આશાનો પ્રદીપ—જાણે જ્યોત્સ્ના-સરોવરને કિનારે માટી ધસી પડી હોય તેવો આભાસ આપતાં કાળાં આભલાંઓમાં ભરાઇ ગયો અને ધરતી ઉપર ચોતરફ પથરાયેલી અગાધ શાંતિનો ભંગ કરી કોયલે અને પપૈયાએ જાણે એકબીજાની હરિફાઇ કરતાં હોય તેમ પોતપોતાનાં ગાયનથી ઇંદુનો બાગ ગજાવી મૂકયો !





એક દહાડો સાંજે જગતબાબુની બેઠકમાં બીજી કોઇ રીતે રંગ જામતો નહોતો, એટલે ન છૂટકે સૌ સ્વર્ણેંદુને મોઢેથી તેના મામાની પેલી જરીપુરાણી વાત સાંભળી રહ્યા હતા.

સિગારેટનો એકેકો દમ લઇ સ્વર્ણેંદુ ખૂબ રસ લઇ કહેતો હતો, " સમજ્યા કેની, કૈલાસબાબુ, મામાનો ચાનો બંદોબસ્ત, તે પણ એક અજબ કારખાનું ! પાકા તબેલામાં હાથી જેવી મસ મોટી ત્રણ ત્રણ ભાગલપુરી ગાયો બાંધેલી જ હોય. મેં એકવાર પૂછેલું, 'મામા, આ ગાયો કેમ જુદી બાંધી છે?' ત્યારે મામાએ મૂછમાં હસીને જવાબ દીધેલો, ' નથી જાણતો ? એ ચાની ગાયો !' એ ત્રણે ગાયનું દૂધ બધું જ ચામાં વપરાય. આહા ! મામાના ઘરની ચા ! તે ચા નહિ, સમજ્યા, તે તો અમૃત, અમૃત !" કહી તેણે બળી ગયેલી સિગારેટનું ઠૂંઠું ફેંકી દઇ બીજી એક સિગારેટ સળગાવી.

" સ્વર્ણેંદુબાબુ," જયંત હસવું રોકી રાખી બોલ્યો, " તમે બાપડી સિગારેટને કેમ ગરદન મારો છો ? મફતમાં મળે છે કરી એટલા બધા ' ડેસ્પરેટ ' ન થાઓ."

સ્વર્ણેંદુએ ખસિયાણા પડી જયંત સામે ડોળા ઘુરકાવીને જોયું.

તેવામાં કોઇ એક માણસ ઓરડામાં ઘૂસી આવ્યો; સૌને તેનો ચહેરો ઓળખીતો જેવો લાગ્યો, પણ કોઇ તેને બરાબર ઓળખી શક્યું નહિ.

" તમારે કોનું કામ છે ?" જગતબાબુએ પૂછ્યું.

" કેમ, મને ઓળખ્યો નહિ ?"

" અવનીબાબુ !" તેનો અવાજ ઓળખી બધા એકીવખતે બોલી ઉઠ્યા.

કૈલાસબાબુએ છીંક ખાવાને આંખ મીંચી મોં વકાસું કર્યું હતું, પણ દાઢીમૂછ બોડાવી આવેલા અવનીને જોઇ તેની છીંક ભાગી ગઇ. તે બોલી ઉઠયા, "અરે ભાઇ, તમારા નામચીન દાઢી-મૂછ કોને ત્યાં ગીરવી મૂકી આવ્યા ?"

"બોડાવી નાંખ્યાં !" હડપચી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં અવનીએ જવાબ દીધો.

"શું કહો છો ? તમારી દાઢી જોઇ રોજ મનમાં સંદેહ થતો, કોણ પહેલું જન્મેલું—દાઢી કે તમે ? એવી દિન પર દિન વધતી જતી દાઢીને દેશવટો દેતાં તમારો જીવ કેમ ચાલ્યો ?"

"જવા દો તે વાત," બધા જુએ અને સાંભળે તેમ એક હાય નાંખી અવનીએ જવાબ દીધો.

ઠઠ્ઠામશ્કરીનાં સેંકડો તીણાં તીણાં બાણ સુદ્ધાં જેનો એક વાળ વાંકો કરી શકયાં નહોતાં, તે પુરાણાં દાઢીમૂછનો અવનીએ શું કારણસર અને કેવા દુ:ખી દિલે નાશ કર્યો હતો, તેની અટકળ આ બેઠકખાનામાં હાજર રહેલા બધા માણસોમાંથી કેવળ બે જ જણ—જગતબાબુ અને જયંત—કરી શકયા.

*		*		*

"જયંત," બેઠક બરખાસ્ત થયા પછી જગતબાબુએ કહ્યું, "બેસ, એક વાતમાં મારે તારી સલાહ પૂછવી છે."

જયંતે આતુર નજરે જગતબાબુ તરફ જોયું.

જગતબાબુએ પહેલાં તો બારણાં તરફ ડોકિયું કરી જોયું કે બધા ચાલી ગયા હતા કે કેમ ? પછી ખૂંખારો મારી ગળું સાફ કરી જરા ધીમા અવાજે તેઓ બોલ્યા, "અવનીબાબુએ દાઢીમૂછ બોડાવી નાંખ્યા તેનું કારણ શું, તે તું જાણે છે ?"

"જાણું છું," જયંતે હસતાં હસતાં જવાબ દીધો.

"જાણે છે ?" જગતબાબુએ અજબ થઇ પૂછયું. "શું ?

બોલ, જોઉં ?"

"અવનીબાબુ પરણવા ઇચ્છે છે."

"તેં કેમ જાણ્યું ?"

"ઇંદુલેખાએ મને કહ્યું હતું, તે ઉપરથી."

"ત્યારે મારી ભોળીભટાક દીકરી તારાથી કશું છાનું રાખતી નથી, કેમ ? ઠીક. ઇંદુના વિવાહ સંબંધી જ હું તારી સલાહ માગું છું."

"પણ તે પહેલાં મારે તમને એક અરજ કરવી છે."

"બોલ."

"જગતબાબુ," નીચી મુંડી કરી જયંતે કહ્યું," જાણજો કે તમારા જવાબ ઉપર મારા ભવિષ્યનો આધાર છે."

ચૂંચી આંખે જગતબાબુ થોડીક પળ જયંત તરફ જોઇ રહ્યા. ત્યાર પછી તે બોલ્યા, "છે શું ? તારૂં મોં આમ એકદમ ગંભીર બની ગયું છે, તે ઉપરથી હું ધારૂં છું કે તારી અરજ બહુ મહત્વની હોવી જોઇએ. પણ, જયંત, તું જાણે છ તો ખરો કે કોઇ એવું ઘુવડ જેવું ગંભીર ડાચું કરે તે મને જરા ય ગમતું નથી—જે કંઇ કહેવું હોય તે રોજની માફક હસતો હસતો કહે."

"જી, હું પણ ઇંદુલેખાના વિવાહ સંબંધી જ વાત કહેવા માગું છું."

"તેમાં આમ દિવેલ પીધું હોય તેવું મોં શા માટે કરે છે ?"

જયંતે શરમાઇને જવાબ દીધો, "જી, કંઇ કારણ છે."

"જો મોટો કારણવાળો આવ્યો ! જુવાનીનો ધર્મ છે, કારણનો વિચાર કર્યા વગર આપણી જાતને ચારે તરફથી છૂટી મુકી દેવી. ડગલે ને પગલે કારણ શોધે છે—ઘડપણ ! પણ તમે—આજકાલના જુવાનિયાઓ—એવા બુઢ્ઢા બની ગયા છો કે કારણ વગર કશું કરી જાણતા નથી ! તમે લોક કાવ્ય લખો છો—વિવાહની ભેટ માટે; વાર્તા લખો છો—સમાજશાસ્ત્ર, ધર્મતત્વ કે ખેતી શીખવવા

માટે; ભણો છો—નોકરી કરવા માટે! કેમ, ભાઇ, આમ જેમાં તેમાં કારણ જોવાની તમારે શી જરૂર ?"

"રહેવા દો, જગતબાબુ," માથું ઉંચું કરી જયંતે કહ્યું, "આજે મારી અરજ કરતો નથી—બીજે કોઇ દિવસે કરીશ."

"જોયું કેની ?" જગતબાબુ હસતાં હસતાં બોલ્યા, "આ જુવાનીનું પોત એની મેળેજ પ્રકાશી નીકળ્યું! કારણ જોઇ અરજી કરવા આવ્યો હતો, હવે વગર કારણે ગુસ્સે થશે તે કંઇ ચાલશે બાલશે નહિ."

"ના જી, હું ગુસ્સે થયો નથી."

"ગુસ્સે થયો નથી કેમ? બેશક તું ગુસ્સે થયો છે, નહિ તો જે વાત ઉપર તારાં ભવિષ્યનાં સુખદુ:ખનો આધાર હોય, તે વાત કહ્યા વગર જ તું શું કામ મોં બંધ કરે છે?"

જયંતે ખસિયાણો પડી નીચી મુડી કરી માથું ખજવાળવા માંડયું.

જગતબાબુ થોડીવાર ચૂપ બેઠા. પછી મમતાભર્યા અવાજે બોલ્યા, "સાંભળ, જયંત. આપણા અવનીબાબુએ ઇંદુના હાથની માગણી કરી છે. તેથી મારો વિચાર હતો કે એ વિષે તારી સલાહ પૂછી જોઉં. પણ મને લાગે છે કે અત્યારે તારી સાથે વાત કરવી ફોકટ છે."

"ફોકટ શા માટે? કહો ને, હું સાંભળું છું."

"ફોકટ નહિ? ન્યાયાધિશ પોતે જ પક્ષકાર બને ત્યારે કેસ કેવી રીતે ચાલે?"

"તમારે કહેવું છે શું ?"

જયંત બોઘા જેવો તેમની સામે તાકી રહ્યો હતો તે જોઇ જગતબાબુ હા હા! હા કરી મોટેથી હસી પડયા. પછી જયંતનો એક હાથ ધરી તેમણે કહ્યું, "ભાઇ રે, ઘરડાંઓ તું ધારે છે તેટલાં બબૂચક નથી. તું શું એમ માને છે કે તારૂં મોં જોઇને તેમ જ

તારી અરજીની પ્રસ્તાવના સાંભળીને તારા મનમાં શું છે તે હું નથી સમજ્યો ?"

જયંત ચૂપ !

જગતબાબુ આગળની માફક જ હસતા હસતા બોલ્યા, "મુરતિયા તરીકે અવની ખરાબ છે એમ તો કોઇ કહેશે નહિ. પણ તું મને વધારે પસંદ છે—અને હું ધારૂં છું કે ઇંદુને તો તું તેથી યે વધારે પસંદ છે. માટે તું નચિંત રહે."

જયંતના મનનો આનંદ તેનાં આંખ મોં ઉપર ફૂટી નીકળ્યો.

જગતબાબુએ આગળ ચલાવ્યું, "અવનીને કદાચ ખોટું લાગશે. પણ શું કરૂં, ઇંદુ મારી અતિ લાડકવાયી દીકરી, તેનાં સુખદુઃખનો યે મારે કંઇ વિચાર તો કરવો જોઇએ ને ?"



# સાત

કળાકારની ફરસી લાગ્યા પહેલાં મૂર્તિ ઘડવાનો પથ્થર આકારહીન તથા બેડોળ હોય છે. તે જ પ્રમાણે પ્રેમનો પાસ લાગ્યા પહેલાં મનુષ્યનું જીવન પણ આકારહીન અને બેડોળ હોય છે. જગતબાબુ પાસેથી ગયા પછી જયંતને લાગ્યું કે આખરે સાચા પ્રેમના પાસથી તેનું શૂન્ય જીવન પૂર્ણ, સાર્થક અને સુંદર બન્યું હતું.

આનંદની લહેરમાં ગુણગુણ કરી ગાયન ગાતો ગાતો જયંત જ્યારે ઘરના ઓટલાનાં પગથિયાં ચઢતો હતો, ત્યારે ફ્રાનસને અજ-

વાળે તેનો ચહેરો જોઇ ભજહરિ બબડયો, "હાશ! આજે કીકા ખૂબ લહેરમાં છે!"

ભજહરિ જયંતના ઘરનો જૂનો ચાકર હતો. જયંતની સદ્‌ગત મા પરણીને સાસરે આવી ત્યારે તે ભજહરિને પણ પિયેરથી સાથે તેડી લાવી હતી, અને ત્યારથી આજ સુધીમાં એ નિમકહલાલ નોકરે એક દિવસની પણ રજા ભોગવી નહોતી. તેનો ખોળો અને વાંસો એ જ બચપણમાં જયંતની રમવાની જગાઓ હતી, અને આજે, આ પૂર જુવાનીના વખતમાં પણ, ભજહરિની મમતાભરી છાતી, સ્નેહભર્યો ખોળો, અને સેવાભર્યા બાહુ, એ ત્રણનાં બંધનમાં જયંત નચિંત અને સંતોષી હતો.

જૂના વડની માફક આ જૂના ચાકરની ઉમર પણ કોઇ જાણતું નહોતું. પણ આ ઉમરે યે ભજહરિનું કાઠું મજબૂત હતું. આજે પણ જ્યારે જ્યારે જયંત ગાવાની ધૂનમાં પીરસેલું ભાણું ટંડું પડી જવા દેતો, ત્યારે ત્યારે ભજહરિ ચિડાઇને તેને નાના બાળકની માફક સહેલાઇથી ઉંચકી લઇ જઇ ભાણા ઉપર બેસાડતો. જયંત હસીને કહેતો, "ભજા, તારાં આ બુઢ્ઢાં હાડકાંનું જોર શું કદી ઓછું નહિ થશે?" ત્યારે તે ફૂલેલી રસી જેવી બેઉ હાથની રગો દેખાડી જવાબ દેતો, "આ હાડકાં બુઢ્ઢાં નથી, કીકા, એ તો પાકાં હાડકાં! વાંસની લાઠીની માફક મારાં હાડકાં જેમ જેમ જૂનાં થતાં જાય છે તેમ તેમ મજબૂત થતાં જાય છે—એનું જોર તે કોઇ દહાડો ઓછું થાય, નાદાન પોર્યા?"

"તું શું એમ કહેવા માગે છે કે તારૂં જોર કદી ઓછું થશે જ નહિ?"

"ઓછું થવાનું કંઇ કારણ? મારૂં જોર ઓછું થશે તો તારી ચાકરી કોણ કરશે, કીકા? અને આ પણ યાદ રાખજે કે જે દિવસે મારા કીકાને છાતીએ ધરવાનું મારૂં જોર જશે, તે જ દિવસે

તારો ભજો મસાણમાં સૂતેલો હશે!"

જૂનો ચાકર હમેશાં 'માથે ચઢેલો' હોય છે. શેઠ ઉપર તે વહાલ રાખે છે, પણ શેઠની ધમકીની તે દરકાર કરતો નથી. ભજહરિ પણ તે જ પ્રકારનો માણસ હતો. જયંત સાથે તે સમાનભાવે જ વાતચીત કરતો, જરૂર પડે તો સલાહશીખામણ આપવાનું કે ધાકધમકી દેખાડવાનું યે ચૂકતો નહિ.

એક દહાડો સાંજે બહારથી આવી જયંત ડગલો કાઢતો હતો, ત્યારે ભજહરિએ તેના હાથમાં એક કાગળ આપી કહ્યું, "દેશમાંથી તારો કાગળ આવ્યો છે, લે."

કાગળ અન્નપૂર્ણાનો હતો. જયંત વાંચવા લાગ્યો—

"દીકરા જય,

આજે અઠવાડીયું થયું તારો કાગળ નથી, તેથી ફિકર થાય છે. તારી તબિયતના શુભ સમાચાર જલદી લખી જણાવજે.

ગૌરીને હવે કુંવારી રખાય તેમ નથી. આ વેળા પણ 'લગ્ન કરવાં નથી,' એમ કહી તું છૂટી જવા માંગશે, તો તે ચાલવાનું નથી. પુરૂષ મોટી ઉમર સુધી કુંવારો રહે તે ચાલી જાય, તેને બધું શોભે; પણ છોકરી તેમ કરવા જાય, તો લોકોમાં તેની હાંસી થાય, જાતજાતની વાતો થાય—ખાસ કરી અહીં ગામડામાં. તેથી મેં તો નક્કી કર્યું છે કે આવતા વૈશાખમાં કોઇ સારો દિવસ જોઇ તમારાં લગ્ન કરી નાંખવાં. હવે તું ના કહેશે તો તે હું સાંભળવાની નથી. અમે સૌ સારી પેઠે છીએ. એ જ.

લી૦ તારી માના આશીર્વાદ."

કાગળ વાંચતાં વાંચતાં જયંતનું મોં સુકાઇને નાનું જેવડું થઈ ગયું.

ભજહરિ ફિકરમાં પડી બોલ્યો, "શું છે, કીકા? તારું મોં આવું ઉદાસ કેમ થઇ ગયું? ઘરના સમાચાર સારા નથી? માજી કેમ છે? ગૌરીબહેન—"

"બધાં સારાં છે," જયંતે ચિડાઇને જવાબ દીધો. "ભજા, હમણાં તું અહીંથી જતો રહે—નકામી ટકટક કરી માથું ના દુખવ."

પણ ભજહરિ એક ડગલું યે ખસ્યો નહિ—તેના મનમાં કે કાગળમાં જરૂર કંઇ માઠા સમાચાર છે અને કીકા તે છુપાવે છે. જયંતના હાથમાંથી ટપ કરતો કે કાગળ ખૂંચવી લઇ તેને દીવા પાસે ધરી અવળો, સવળો, ઉંધો, ચત્તો, બધી રીતે ફેરવી ફેરવીને જોવા લાગ્યો, પણ કાળા કાળા મંકોડા જેવા વાંકાંચૂકાં શાહીનાં ટપકાંમાંથી સારૂં નરસું કશું તે તારવી શકયો નહિ. આખરે નિરાશ થઇ લાંબી હાય નાંખી અભણ ભજહરિ બોલ્યો, "કીકા, તને પગે લાગું, ભાઇ, તું મારાથી કંઇ છાનું ના રાખ."

"કહ્યું તો ખરૂં કે બધાં સારાં છે," જયંત તડૂકયો.

"ત્યારે તારૂં મોં કેમ આમ લેવાઇ ગયું?"

"તે મારા મોંની મરજી! બધી વાતની જ તારે પંચાત?"

"કહે, કીકા, કહે. મને ઘરડા મનીખને ટવળાવ ના."

"મા વૈશાખમાં મારાં ને ગૌરીનાં લગ્ન કરવાનું લખે છે."

"સાચેસાચ?" ભજહરિ રાજી રાજી થઈ ગયો. "તેમાં તું આમ ઉદાસ કેમ થઇ ગયો?"

જયંત જવાબ આપ્યા વગર બેસી રહ્યો.

ભજહરિ બબડવા લાગ્યો, "વૈશાખ મહિનામાં લગ્ન? આજે થઇ—મહા સુદ સાતેમ, કેમ કીકા? હં! ત્યારે હાથમાં રહ્યા ફાગણ, ચૈત્ર—બસ, બે જ મહિના? ત્યારે તો આજથી જ તૈયારી કરવા માંડવી જોઇએ. સાત દિવસ સાત ગામમાં બાજનો દુકાળ પડશે, ઢોલતાસાના અવાજે એક મહિનો લોકના કાન બહેર મારી જશે, અને—"

"બસ, ભજા, બસ," જયંતે તેને આગળ બોલતો અટકાવ્યો. "લગ્ન થશે ત્યારે કેની?"

ભજહરિ અજાયબીથી ફાટેલે ડોળે જયંત તરફ જોઇ રહ્યો.

જયંત મોં કટાણું કરી બોલ્યો, "ભજા, મા ગમે તેટલું કહેશે તો ય હું ગૌરી સાથે પરણવાનો નથી."

"સાચેસાચ?"

"સાચેસાચ."

"કારણ?"

"તું આપણી સામેવાળા જગતબાબુને તો ઓળખે છે ને? હું તેમની છોકરીને પરણવાનો છું."

"એમ? એ સગપણ કોણે કર્યું?"

"મેં."

"માજી જાણે છે?"

"ના. પણ આજે જ તેને લખી જણાવું છું."

ભજહરિનું મોં ગંભીર બની ગયું. માથું ધુણાવતો ધુણાવતો તે બોલ્યો, "કીકા, માનો સ્વભાવ તો તું જાણે છે. કોઇ તેની મરજી વિરૂદ્ધ કંઇ કરે તો તે લોખંડ જેવી સખત બની જાય છે. મારૂં માને, તો તું આ કામ કરતો ના."

"ઉપાય નથી."

ભજહરિ નિશાસો નાંખી બોલ્યો; "પણ, કીકા, ગૌરીબહેનની આંતરડી કકળશે, તેનો તેં કંઇ વિચાર કર્યો? તે બિચારી તો અત્યારથી જ તને સ્વામી માની તારી ભક્તિ કરે છે, તને ચાહે છે."

જયંતના મનમાં પણ એ જ વાતનો ખટકો હતો. ગૌરીનું મન કેવી રીતે મનાવવું? નાનપણથી માંડીને આ ઉગતી જુવાનીના વખત સુધી તેના કોમળ પ્રાણમાં પ્રેમની જે ધારા વગર અટકાવે વહેતી આવી હતી, તે એકદમ બંધ કેવી રીતે કરવી? એ

શું નિર્દયતા નહિ ?

જયંત ઉદાસ થઇ અસ્થિર પગે ઓરડીમાં આંટા મારવા લાગ્યો.

દક્ષિણ બાજુની બારી ખુલ્લી હતી; તેમાં થઇને વસંતના મધુર વાયુએ એક રાગણીના સૂર તાણી લાવી જયંતના કાનમાં દાખલ કર્યા:—

"હું તો નિશદિન તમારા પ્રેમની છું પ્યાસી રે
તમે અવસર જોઇ આવજો—"

બધી ચિંતા ભૂલી જઇ જયંત કાન ખડા કરી એ ગાયન સંભળવા લાગ્યો—તેને લાગ્યું કે એ ગાયન જાણે તેને સંભળાવવાને માટે જ ગવાતું હતું.

તે ગાયનના સુરમાં કમનસીબ ગૌરીનું દયામણું મોં જેમ ખરી પડેલું ફૂલ ભરતીના પાણીમાં તણાઇ જાય તેમ કયાંક તણાઇ ગયું.



## આઠ

સાંજને વખતે ઠાકોરજી પાસે બેસી અન્નપૂર્ણા આરતિની તૈયારી કરતી હતી, ગૌરી એક સૂપડું ખોળામાં લઇ એક બાજુએ બેઠી બેઠી ચોખા વીણતી હતી, તેવામાં દાસી એક કાગળ લઇ ત્યાં આવી.

"કોનો કાગળ છે ?" લોટીમાં ગંગાજળ ભરતાં ભરતાં અન્નપૂર્ણાએ પૂછ્યું.

"કલકત્તેથી આવ્યો છે એમ મહેતાજી કહેતા હતા," દાસીએ જવાબ દીધો.

કોનો કાગળ હતો તે ગૌરી સમજી ગઇ. લજ્જાભરી આંખે એકવાર કાગળ તરફ જોઇ તરત મોં નીચું કરી તે પાછી ચોખા વીણવા મંડી ગઇ.

"પણ મૂકી જા," અન્નપૂર્ણાએ કહ્યું, "પૂજા કરતાં કરતાં તો કંઇ એને અડકાય નહિ."

દાસી કાગળ મૂકી ચાલી ગઇ. પૂજામાંથી પરવારી અન્નપૂર્ણાએ પરબીડું ફોડી તેમાંથી કાગળ કાઢી વાંચવા માંડયો. વાંચતાં વાંચતાં તેના ચહેરાનો ભાવ બદલાતો ગયો. કાગળ ખલાસ થતાં સુધીમાં તો તેનો ચહેરો ફિક્કોફચ્ચ બની ગયો. તે થાંભલા જેવી સ્થિર થઇ ગઇ, તેના અકડી ગયેલા હાથમાંથી કાગળ નીચે સરી પડયો. જોતજોતામાં તેનું મોં ગુસ્સાથી લાલચોળ બની ગયું. ખોખરા, ગૂંગળાતા અવાજે તે બોલી, "જય શું આમ સાવ વંઠી ગયો છે?"

તેનો બદલાયેલો અવાજ સાંભળી ચોંકીને ગૌરીએ ઉંચું જોયું. અન્નપૂર્ણાનો ચહેરો જોઇ તે તો આભી જ બની ગઇ.

બારીમાંથી પવનનો એક સપાટો આવ્યો, તેમાં જયંતનો કાગળ ઉડી જતો હતો. ગૌરીએ ઝટ વાંકા વળી તેની ઉપર પોતાના બેઉ હાથ દાબી દીધા.

અકસ્માત કાગળના એક ભાગ ઉપર તેની નજર પડી. ત્યાં લખેલું હતું, "મા, એક બહેન તરીકે ગૌરી ભલે મારી સાથે રહે, હું સગા ભાઇની માફક તેની ઉપર વહાલ રાખીશ, પણ તેની સાથે લગ્ન કરવાનું તો મારાથી બિલકુલ બનશે નહિ. કારણ કે—" ગૌરી આગળ વાંચી શકી નહિ—જયંતના આ નિષ્ઠુર અક્ષરોએ તાતવેલા સોયા માફક તેની આંખોમાં ભોંકાઇ તેને જાણે સાવ આંધળી કરી નાંખી હતી.

"ગૌરી," અન્નપૂર્ણા કઠણ અવાજે બોલી, "બહાર જા."

ગૌરી આસ્તે આસ્તે ઉઠી બેભાન જેવી ચાલી ગઇ.

અન્નપૂર્ણા સ્થિર બેસી રહી—તેના ડોળા બેઉ ફાટી ગયા હતા, નસકોરાં ફૂલી આવતાં હતાં અને હોઠ બન્ને બિડાઇ ગયા હતા.

ઘણા દિવસ અગાઉની વાત વીજળી જેવા ચકચકિત અક્ષરે તેની આંખો સામે તરી આવી—ગૌરીની મા મેનકાનો હાથ ધરી ગંગાજળનો સ્પર્શ કરી તેણે આપેલું વચન—ત્યાર પછી તે દિવસ, કે જ્યારે મેનકાની મરણશય્યામાંથી તેણે બાળક ગૌરીને ભવિષ્યની પુત્રવધૂ કહી પોતાના ખોળામાં લઇ લીધી હતી, અને તે જોઇ મરતી વખતે પણ મેનકાના મોં ઉપર સંતોષની હાસ્યરેખા ફૂટી નીકળી હતી.

આજે શું જયંતની આડાઇને લીધે તેના વચનનો ભંગ થશે ? અન્નપૂર્ણાની છાતી ધડકવા લાગી. તેને લાગ્યું કે પરલોકમાં મેનકાનો આત્મા અત્યારે કકળતો હતો.

જયંત તેને આવી રીતે દગો દેશે એ તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. કાગળમાં તેણે બીજી કોઇ છોકરી વિષે ઇસારો કર્યો હતો. તે કોણ ? કોની છોકરી—હિંદુની કે ખ્રિસ્તીની ? તેનામાં એવું શું જાદુ હતું કે જેને જોરે આજે જયંત જેવો ભલો, ભણેલો અને કહ્યાગરો છોકરો પણ સારાનરસાનું ભાન ભૂલી માને નાફરમાન થવા તૈયાર થયો હતો ?

અને ગૌરી ? અન્નપૂર્ણા જાણતી હતી કે તે તો અત્યાર પહેલાંની જ જયંતને સ્વામી ગણી ચૂકી હતી. તે જયંતને જીવથી જ્યાદા ચાહતી હતી. જયંત જો હવે તેનો ત્યાગ કરે તો તેની શું વલે થાય ? તે બિચારી ક્યાં જાય ?

અન્નપૂર્ણા મનમાં જ બોલી, “ ના, એવું પાપ હું થવા દઇશ નહિ. જયંત શું એમ ધારે છે કે હું બાઇ માણસ, ફક્ત લાડ લડાવી જાણું ? સજા કરતાં શું મને આવડતું નથી ? ”

“ પગ ધોવાનું પાણી આપો તો, મા, ” બારણાં પાસેથી સાદ આવ્યો. “ એ શું ? હજી સેવાપૂજામાંથી પરવાર્યાં નથી ? ”

બોલનાર ગોર મહારાજ. તેમનો અવાજ સાંભળી અન્નપૂર્ણા હોશમાં આવી—તેણે ચમકીને આસપાસ જોયું, સમીસાંજના આછા અંધકારની છાયા ચારે દિશામાં પથરાવા માંડી હતી.

ઝટ ઉઠી દીવો સળગાવી અન્નપૂર્ણાએ બૂમ પાડી, "ગૌરી, ઓ ગૌરી! અલી, સાંભળે છે કે નહિ? કાન બહેરા થઇ ગયા છે? જવાબ કેમ દેતી નથી?"

"આવી, મા, આવી," પાસેની ઓરડીમાંથી ગૌરીનો ધીમો સાદ સંભળાયો. અન્નપૂર્ણા ગોરના પગ ધોવડાવતી હતી ત્યાં જઇ ગૌરીએ પૂછ્યું, "શું કામ છે, મા?"

"શું કામ છે? આ છોકરીને તે કંઇ અક્કલ છે કે નહિ? પૂજા ખલાસ થઇ—આજે શું શંખ બંખ વગાડવો નથી?" કહેતાં કહેતાં ગૌરીના મોં ઉપર નજર પડતાં અન્નપૂર્ણા અવાક બની ગઇ!

ગૌરીનાં આંખમાં સૂઝી આવ્યાં હતાં—જાણે અબઘડી રોવું બંધ કરીને તે ઉઠી આવી હતી.



## નવ

ઇંદુલેખાની મેના આજકાલ એવી દુષ્ટ બની ગઇ છે કે જેને તેને તે "નીકળ, કાળમુખી!" કહી ગાળ દે છે. તેથી એક દિવસ કાગદી બદામ ખાતી ખાતી ઇંદુ તેને ઠપકો આપતી હતી, "છટ, મેના, એમ કોઇને ગાળ નહિ દઇએ."

"નીકળ, કાળમુખી !" આંખ ઉંચી કરી ડોક વાંકી કરી મેના બોલી.

'ચૂપ રહે, લુચ્ચી !" ઇંદુએ ગુસ્સે થઇને કહ્યું, "મારૂં ખાઇને મને જ ગાળ દે છે? જોજે તો ખરી, આજે તને ખાવાને ચણા જ નહિ આપું—એ વખત પેટ ભરી ખાઇ ખાઇને દહાડે દહાડે છેક નફ્ટ થતી જાય છે, કેમ ?"

જયંત પાસે જ ઉભેલો હતો. તે હસતો હસતો બોલ્યો, "પણ, ઈંદુ, તું એને ખાવાનું આપે છે છતાં એ તને ગાળ દે છે, ત્યારે ખાવાનું નહિ આપશે તો તો સામી બમણી ગાળ દેશે."

જાણે જયંતની વાતને ટેકો આપતી હોય તેમ મેના ચીસ પાડી ઉઠી, "નીકળ, કાળમુખી !"

"મેના, ખબરદાર !" આંખ લાલ કરી ઈંદુએ તેને ધમકાવી.

પણ મેના કાંઇ તેથી ડરી ગઇ નહિ. જમણા પગ વડે ચટપટ કરી પાંખ લૂછી તે ઈંદુને સામી ધમકાવવા લાગી, "કોં-કટ્-કટ્, કોં-કટ્-કટ્, કોં-કટ્-કટ્ !"

"એ વળી શું કહે છે, જયંતબાબુ ?"

"એ હવે પોતાની ભાષામાં તને ગાળ દે છે—સાહેબને તેની હાજરીમાં જ ગાળ દેવી હોય, ત્યારે કલાર્કો એ જ હેલેસા રસ્તો લે છે !"

બદામનું કોટલું ભાંગતી ભાંગતી બાગના એક ભાગ તરફ જોતી જોતી ઈંદુલેખા બોલી, "જયંતબાબુ, મને લાગે છે કે તમારો ચાકર તમને બોલાવે છે—પેલો આવે, જુઓ."

જયંતે જોયું, ભજહરિ આમ તેમ જોતો જોતો તેમની તરફ જ આવતો હતો. તેણે બૂમ પાડી પૂછ્યું, "કેમ, ભજા, અહીં કેમ આવ્યો ?"

"તારી વહુને જોવાને, કીકા !" પાનથી રંગાયેલા દાંતની

એટલે હાર દેખાય તેવી રીતે હસતાં હસતાં ભજહરિએ જવાબ દીધો.

ઇંદુલેખાએ અજાયબીથી તેની સામે જોયું.

"એ અમારો જૂનો માણસ, ઇંદુ," જયંતે ભજહરિને 'ઇન્ટ્રોડયુસ' કર્યો. "હું એના હાથમાં જ મોટો થયો છું."

"એમ?" કહી ઇંદુએ એક ચીનાઇ બદામ ટપ કરતી મોંમાં મૂકી.

"હેં કીકા," ઇંદુ તરફ શંકિત નજરે જોતો જોતો ભજહરિ બોલ્યો, "જેની સાથે તું પરણવાનો છે, તે આ જ છોકરી કે?"

કંઇક ખિજાઇને જયંતે ડોકું ધુણાવી હા કહી.

આવડી મોટી છોકરી, હજી કુંવારી! કન્યાની ઉંમર જોઇ ભજહરિના મનને સંતોષ થયો નહિ. પણ મનની વાત મનમાં રાખી તે બોલ્યો. "વાહ, ખાસી મજાની છોકરી છે!"

ઇંદુ હાથ વડે મોં ઢાંકી હસવા લાગી.

ભજહરિ મનમાં જ સરખામણી કરવા મંડયો—"આપણી ગૌરી કરતાં આ છોકરી ગોરી છે તેની ના નહિ, પણ કેટલી બધી નફ્ફટ! ગૌરી કંઇ વરના દેખતાં આમ બદામ ખાય નહિ! વહુ તરીકે કીકાને પડખે ગૌરી જેટલી શોભે તેટલી આ તો કંઇ શોભતી નથી!"

અચાનક તેની નજર ઇંદુલેખાના પગમાંની મખમલની સપાટ ઉપર પડી. હેં! વહુના પગમાં જોડા! તે બિચારો પાકે પાયે એમ જ માનતો હતો કે પગમાં જોડા પહેરે તે બધી છોકરીઓ ખ્રિસ્તી!

ટપ કરતો કે તેના મોંમાંથી સવાલ નીકળી પડયો, "હેં વહુ, તમે લોક હિંદુ છો?"

ભજહરિનું અજાયબીથી વકાસેલું ડાચું જોઇને અને તેનો આ સવાલ સાંભળીને ઇંદુલેખા ખડખડ હસી પડી અને બોલી, "તે તું શું અમને મુસલમાન સમજ્યો કે?"

"ના, ના," ભજહરિએ ચાટ પડીને કહ્યું, "હું તો—મને

જે--છે તે--"

"હા, ભાઇ, હા," તેને તતપપ કરતો જોઇ ઇંદુને દયા આવી. "અમે હિંદુ."

"ત્યારે તમે જોડા કેમ પહેરો છો, બહેન?"

"કેમ, જોડા પહેરીએ તેથી શું હિંદુ મટી જઇએ કે?"

"હું ગાંડોઘેલો ગામડેનો મનીખ, બહેન," ભજહરિએ માથું ખજવાળતાં ખજવાળતાં કહ્યું, "શહેરના રીતરિવાજ જાણતો નથી, તેથી પૂછ્યું. માફ કરજો--મનમાં કંઇ લાવતા ના." કહી તે આસ્તે આસ્તે પાછો ઘેર ગયો.

કીકાની વહુ રૂપાળી હોવા છતાં તે જોડા પહેરે, નફ્ટ જેવી વરના દેખતાં બદામ ખાય, એ બધું ઘરડા ભજહરિના ધ્યાનમાં ઉતર્યું નહિ. એ વહુ કરતાં તો ગૌરી ઘણી સારી—ઉમરમાં નાની, મોંઢે લાજશરમ, વહુ જેવી જોઇએ, તેવી. ગારીના નિરાશ મોંનો ખ્યાલ આવતાં ભજહરિને ભારી દુઃખ થયું.

પણ બુઢ્ઢાને કીકા ઉપર એટલું બધું વહાલ હતું કે ગૌરીને ના કહેવામાં જયંત અન્યાય કરતો હતો એવો વિચાર તેને આવ્યો જ નહિ. "આપણે ઘરડા મનીખ, આપણને પસંદ પડે, નહિ પડે, તેથી શું થયું? કીકાને વહુ ગમે છે તો ભલે વહુને પરણે! તેને જેમ ઠીક લાગે તેમ છો કરતો!"

આમ મન મનાવી, એક ઉંડી હાય નાંખી, ભજહરિ ડોસો નચિંત જીવે ગાવા લાગ્યો--

"હરિ હે, કેમ રે તમને ભુલાય!
ઓ હે બંધુરાય, ભૂલી રહ્યા મથુરાય--
--કેમ રે તમને ભુલાય!"

* * *

આણીગમ સાંજને વખતે આગલા ખંડમાં બેસી જગતબાબુ

ન્યુસપેપર વાંચતા હતા. પગલાં સાંભળી તેમણે મોં ઉંચું કરી જોયું, અવની.

"આવો," છાપું ટેબલ ઉપર મૂકી જગતબાબુ બોલ્યા.

"પેપર વાંચતા હતા કે?" એક ખુરશી ખેંચી તેમની સામે બેસતાં બેસતાં અવનીએ પૂછ્યું.

"હા, વાંચતાં વાંચતાં વિચાર કરતો હતો કે આવડી મોટી પૃથ્વી, તેમાં નવું તો કાંઇ મળે જ નહિ—બધા જ સમાચાર વાસી અને લૂખા! પૃથ્વી છેક ઘરડી થઇ ગઇ હોય એમ જણાય છે—તેમાં જે કંઇ રસ, કસ, વૈચિત્ર્ય વગેરે હતાં તે તમામ આપણા બાપદાદાઓ નિચોવી લઇ ગયા છે!"

"ખરી વાત," રકાબીમાંથી પાનની પટી લઇ મોંમાં મૂકી ચાવતાં ચાવતાં અવનીએ ટાપસી પૂરી, "એ છાપાં વાંચ્યાં ન વાંચ્યાં સરખાં."

"મારે તો, ભાઇ, જખ મારીને વાંચવા પડે છે, નહિ તો વખત કેમ જાય? છાપાંમાં જો કંઇ જરા ય વાંચવા જેવું હોય તો તે પોલિસ કોર્ટની ખબરો. વીસમી સદીનાં 'રોમાન્સ'—કહાણી કિસ્સાઓ—મનુષ્યના જીવનમાંથી પલાયન કરી ગયાં છે. તેમણે આજે આશ્રય લીધો છે—પોલિસ કોર્ટની અંદર!" આટલું કહી જરા વાર દમ ખાઇ જગતબાબુ રાડ પાડી બોલ્યા, "અલ્યા માણુકા, હૂકો આપી જા!"

ચાકર હૂકો આપી ગયો. તેની નળી હાથમાં લઇ સોફા ઉપર ટાંટિયા લાંબા નાંખી અઢેલીને બેસી જગતબાબુએ કહ્યું, "જવા દો એ ભળતી વાત. હજી કોઇ આવ્યું નથી, તેટલામાં એક બે કામની વાત કરી લઇએ."

શું વાત, તે અવની સમજી ગયો. કાન ખડા કરી તે સાંભળવાની તેણે તૈયારી કીધી.

પ્રથમ તો જગતબાબુએ બે ત્રણ દમ હૂકાના મારી લીધા. પછી આસ્તે આસ્તે તેઓ બોલ્યા, "અવનીબાબુ, આ તો તમે જાણો છો કે છોકરીઓ ગુલામની માફક બજારમાં વેચવાની ચીજ છે, એવા જૂના વિચારમાં હું માનતો નથી. માટે મારી છોકરીને મારી એકલાની મરજી પડે તેના હાથમાં સોંપવાનો મને અધિકાર નથી—સગા બાપ તરીકે પણ નહિ."

"વાજબી છે," અવનીએ ટાપસી પૂરી. "એક જણ રાજી હોય તે બસ કહેવાય નહિ. જેની સાથે આખો જન્મારો કાઢવાનો છે, તે ભવિષ્યનો સ્વામી છોકરીને પસંદ છે કે નહિ તે વાતનો વિચાર કરવાની પણ ઘણી જરૂર છે."

"પણ ઘણા ખરા લોક એ સહેલી વાત સમજતા નથી અથવા તો સમજવાની દરકાર કરતા નથી. તેમને મંત્ર-શકિત[1]માં અંધ શ્રદ્ધા હોય છે. તેઓ એમ જ સમજે છે કે માહ્યરામાં બેસાડી હાથેવાળો મેળવી ગોર બે ચાર શ્લોક ભણી જાય એટલે તદ્દન અજાણ્યાં બે જીવ એક બીજાના સ્વભાવનો ફેર ભુલી જઇ હળીમળી હમેશને માટે એક થઇ જાય છે. જો તેમ થતું હોય તો પછી છાપામાં પોલિસ કોર્ટના રિપોર્ટોમાં રોજ ને રોજ માટીબૈયરના ઝગડાના આટલા બધા હેવાલ શા માટે આવે છે? શાસ્ત્રો ભલે કોલાહલ કરે, પણ હું તો માનું છું કે માત્ર શ્લોક ભણવાથી જ વિવાહ થઇ જતા નથી; ખરા વિવાહ તો તે, કે જેમાં વર અને કન્યા બન્ને સમજીસૂઝીને એકબીજાનો સ્વીકાર કરે છે!"

"મારા કહેવાનો ભાવાર્થ પણ એ જ છે. અસલ 'ગૌરી'-દાનનો રિવાજ હતો. તે વખતે કન્યાનો અભિપ્રાય પૂછવાની જરૂર નહોતી. કારણ, બાળપણમાં લગ્ન થતાં, એટલે કન્યાના મગજમાં તે વેળા વિચારશકિત જેવી કોઇ ચીજનું અસ્તિત્વ નહોતું. એ

---

૧ વિવાહ વખતે બોલવામાં આવતા શ્લોક.

ઉમરે કન્યાનું મગજ વાંસના ફણગા જેવું કુમળું હોય, એટલે ધણી તેને અનાયાસે પોતાના સ્વભાવને અનુકુળ બનાવી શકતો. પરંતુ સમાજની તે સ્થિતિ હવે રહી નથી. અનેક કારણોને લીધે છોકરીનો વિવાહ આજે મોટી ઉમરે થાય છે, એટલે લગ્ન પહેલાં જ તેનો સ્વભાવ ઘડાઇ ગયેલો હોય છે. આ સંજોગોમાં ચાવીવાળી પૂતળી હોય તેમ તે જો માબાપની ઇચ્છાને આધિન થઇ તે એવા પુરુષ સાથે પરણે કે જેના સ્વભાવ સાથે તેના પોતાના સ્વભાવનો કોઇ પણ રીતે મેળ મળે નહિ, તો તે લગ્નનું પરિણામ ઘણું ખરાબ નીપજે છે."

"માટે જ હું કહું છું કે વિવાહ કરતાં પહેલાં છોકરીનો અભિપ્રાય જાણવાની ઘણી જરૂર છે."

"ઘણી જ," અવનીએ ટાપસી પૂરી.

અવની ખરા અંતઃકરણથી આ સઘળી વાત કહેતો હતો. પણ તે જો જગતબાબુની મૂળ મતલબ જાણતો હોત, તો એમાંનો એક અક્ષર પણ તે આજે ઉચ્ચારતે નહિ. તે તો મનમાં એવા વિચારથી નચિંત હતો કે જગતબાબુ કે ઈંદુ બેમાંથી એકે જમાઇ અથવા સ્વામી તરીકે તેને સ્વીકારવાની ના પાડશે નહિ, કારણ કે તેની પાસે પૈસા પણ હતા અને વિદ્યા પણ હતી.

"ત્યારે હવે અસલ વાત ઉપર આવીએ," જગતબાબુએ કંઇક સંકોચથી કહ્યું. "તમારી વાત મેં ઈંદુને કહી, પણ——"

એ સાળું "પણ" અવનીને કાને બહુ બેસૂરું લાગ્યું. તેણે આતુરતાથી જગતબાબુના મોં તરફ જોયું.

"—ઈંદુ રાજી નથી," જગતબાબુએ પૂરું કર્યું.

અવનીનું મોં છેક પડી ગયું. નીચી મુંડી કરી તે જાણે મૂગો હોય તેમ ચૂપ બેસી રહ્યો.

"શું કરું, ભાઇ," તેના ઉદાસ મોં તરફ જોઇ દુઃખી

સ્વરે જગતબાબુએ કહ્યું "ઇંદુના મનને દુઃખ થાય એવું કામ તો કંઇ મારાથી બને નહિ."

જવાબમાં અવનીએ કંઇક હસવાની તજવીજ કીધી—પણ તેનું મોં અત્યારે એટલું બધું લેવાઇ ગયું હતું કે તે હસતો હતો એમ કોઇને લાગે જ નહિ. જો ઇંદુલેખા તેની સાથે પરણવા નારાજ હોય તે તેને પણ તેની બિલકુલ દરકાર નહોતી, એમ તે જગત-બાબુને દેખાડવા માંગતો હતો. આ મતલબથી ટેબલ ઉપર પડેલું ન્યુસપેપર લઇ જાણે તે વાંચવામાં કેવોએક તલ્લીન થઇ ગયો હોય તેમ તે તેમાં જોવા મંડી ગયો.

"ના કહેવાનું ઇંદુને એક કારણ છે," કહી જગતબાબુ હૂકો તાણવા લાગ્યા.

કારણ જાણવાને અવનીનો જીવ અંદરથી તલપાપડ થઇ રહ્યો. તો પણ બહારથી તેણે તે માટે કશી ઇંતેજારી બતાવી નહિ—માથું જેમનું તેમ છાપામાં ખોસી રાખ્યું.

"તમારી માફક જયંત પણ મારો જમાઇ થવા માગે છે," જગતબાબુએ પુરાણ આંગળ ચલાવ્યું.

અવનીની છાતીમાંથી આગનો એક સોળો પસાર થઇ ગયો.

"ઇંદુ જયંતને પરણવા રાજી છે. હવે તમે મારી સ્થિતિનો વિચાર કરો." જગતબાબુએ પુરાણ પૂરું કરી સાથે સાથે અપીલ પણ કીધી.

ક્રોધના આવેગથી અવની લગભગ બેભાન બની ગયો. ટેબલના બે ખૂણા બેઉ હાથે જોરથી પકડી લઇ તેણે પોતાને પડતો પડતો બચાવી લીધો.

થોડી વાર રહીને અચબૂચ ઉભો થઇ તે બોલ્યો, "જગત-બાબુ, નમસ્કાર !"

"કેમ, એટલી વારમાં જ જશો ?"

"મારે જરૂરનું કામ છે."

"અવનીબાબુ, કંઈ મનમાં લાવતા ના," જાણે કેવાએક દિલગીર થઇ ગયા હોય તેવું મોં કરી જગતબાબુએ હાથ જોડી કહ્યું.

"મનમાં લાવવાનો અધિકાર મને ક્યાં છે, જગતબાબુ?" કહી અવની ઝડપથી બહાર નીકળી ગયો.

* * *

અવની થોડેક દૂર ગયો ન ગયો, ત્યાં તો રસ્તામાં સ્વર્ણેંદુ મળ્યો.

"હલો, અવની" ગધેડા જેવા મોંમાંથી ઉંદરના દાંત જેવા દાંત કાઢી હસતો હસતો તે બોલ્યો, "જગતબાબુને ત્યાંથી આવે છે કે?"

"હા."

"કેમ, આટલી વારમાં જ ઉઠી આવ્યો? આ શું? વોટ નહિ મળવાથી મ્યુનિસિપાલિટિના ઉમેદવારનું ડાચું જેવું રડવા જેવું થાય, તેવું તારૂં ડાચું કેમ?" કહી સ્વર્ણેંદુએ તેનો એક હાથ ધરી જોરથી દાબ્યો.

"જા, જા," એક આચંકો મારી પોતાનો હાથ છૂટો કરી અવની બોલ્યો, "ખાલી પટપટારો ના કર—"

"હં, સમજ્યો," કંઇક અટકળ કરી સ્વર્ણેંદુએ કહ્યું.

"હં સમજ્યો!" અવનીએ ચાળા પાડયા. "કપાળ સમજ્યો!"

"અરે યાર," સ્વર્ણેંદુએ હસતાં હસતાં કહ્યું, "તારા મનની વાત હું ન સમજું, ત્યારે આટલા દિવસ તારી સાથે ફર્યો-હર્યો તે શું ફોકટમાં કે? કહું, શું થયું તે? તેદહાડે તેં ઈંદુના હાથની માગણી કરી હતી, આજે તને તેનો ફેંસલનો જવાબ મળી ગયો છે. કેમ, બચ્ચાજી, ખરૂં કેની?"

"જવાબ મળ્યો તો મને મળ્યો, તેમાં તારે આટલી બધી માથાફોડ કરવાનું કંઇ કારણ?"

"કારણ એ જ કે ભલો કે ભૂંડો હું જ તારો એકપૂરો દોસ્ત!"

"ભાઇ સ્વર્ણ," રડતે સાદે અવનીએ કહ્યું, "ઇંદુએ મારી જોડે પરણવાની ના પાડી તેનું મને દુઃખ નથી, પણ તે—તે—"

"અચકાય છે કેમ ? બોલી નાંખ !"

"તે જયંત જોડે પરણવાની છે, તે કેમ ખમાય ?"

"જયંત જોડે ?" સ્વર્ણેંદુ જાણે આકાશમાંથી ગબડી પડ્યો.

જયંત ઉપર આ બન્ને ભાઇબંધોનો કડવો ડોળો હતો. જગતબાબુના અખાડામાં સ્પષ્ટ સ્પષ્ટ વાતો કહી જયંતે બધાના દેખતાં સ્વર્ણેંદુને અનેકવાર ચાટ પાડ્યો હતો. તેટલું જાણે ઓછું હોય તેમ ચર્ચા–સમાલોચના ચાલતી હોય ત્યારે જયંત તેને જરા ય મચક આપતો નહોતો. તેનો ભાવ જોઇ એમ લાગતું કે તે સ્વર્ણેંદુની માણસમાં ગણતરી જ કરતો નહોતો. આ બધાં કારણોને લીધે સ્વર્ણેંદુને જયંત ઉપર ખૂબ ખાર હતો.

પોતાની તપખીરિયા રંગની મૂછોને વળ દેતાં દેતાં સ્વર્ણેંદુએ થોડીક પળ વિચાર કર્યો; પછી તેણે કહ્યું, "જો, અવની, આપણી આંખમાં ધૂળ છાંટી જયંત ઇંદુને ઉપાડી જાય, અને આપણે બોધા જેવા હાથ જોડી બેઠાં બેઠાં એ નાટક જોયા કરીએ, તે તો કદી નહિ બનશે."

"નાટક જોઇએ ત્યારે કેની ? મેં તો આજથી જ જગતબાબુના ઘરને સલામ કીધી."

"કેમ, એમ ખામુખા હાર માની લેવાની કંઇ જરૂર ? દોસ્ત, ચોરથી બીને નાસી જવામાં લાભ નથી. સંસાર-અરણ્યમાં ઘૂસીને સિંહની માફક શિકાર કરવા માગતો હોય તો તારે આખો વખત શિયાળનું ચામડું પગથી માથા સુધી ઓઢી રાખવું જોઇશે ! જયંતને સારી પેઠે દેખાડી દે કે આપણે તેનું અપમાન ખમીને બેસી રહીએ તેવા નથી."

"સ્વર્ણ, આ બધું ધડમૂછડાં વગરનું તું શું બોલે છે, તે

હું સમજી શકતો નથી."

"સાંભળ! આ વિવાહ ન થાય તેવી તજવીજ કરવી જોઇશે."

"શી તજવીજ?"

"તે જ પહેલાં નક્કી કરવું જોઇએ," કહી સ્વર્ણેંદુ એક બાજુ બેધ્યાનપણે જોતો જોતો સિસોટી ફોડવા લાગ્યો; પછી એકાએક સિસોટી બંધ કરી બોલ્યો, "વારૂ, બે દિવસ મને વિચાર કરી જોવા દે. તું જોતો ખરો, હું બધું સીધું દોર કરી નાંખું છું—ભેજું કસીએ તો શું ન કરી શકીએ? આટલા દિવસ આપણે કશું બોલ્યા નહિ, પણ હવે આપણે એકદમ પહેલે નંબરના બદમાસ બની જઇશું. તું જાણે તો છે કે 'બદમાસને બહાનાની ખોટ પડતી નથી!'" કહી સ્વર્ણેંદુ ખડખડ હસવા લાગ્યો.

'પાંસ-ને'[1] નાકની દાંડી ઉપર બરાબર ગોઠવી સ્વર્ણેંદુ પાછો બોલ્યો, "પણ, ખબરદાર, જયંતને કે બીજા કોઇને આપણી વાતનો એક અક્ષર પણ ખબર પડે નહિ—જગતબાબુને ત્યાં રોજની માફક આવજા ચાલુ રાખજે. એવો 'ડાહ્યો ડોરો ને વરીઆવનો હોરો' બની જજે કે જાણે કશામાં છે જ નહિ! તું જો તો ખરો, આખરે 'ઇડરિયો ગઢ' આપણે જ જીતશું." કહી અવની સાથે 'શેકહેન્ડ' કરી તે છૂટો પડયો.

અવની ત્યાં જ ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો, "સ્વર્ણેંદુ ખરેખર કહેવા શું માગતો હતો?"



1 Pince-nez, નાકની દાંડી ઉપર ચાંપ દબાવી પહેરવાના ચશ્મા.

# દશ

અન્નપૂર્ણાનો કાગળ હાથમાં ધરી જયંત વિચારમાં તલ્લીન થઇ પથારીમાં બેઠો હતો.

સવાર ક્યારની પડી હતી—જયંતના શરીર ઉપર તેમ જ બિછાના ઉપર ફાગણના ઝાકળ-ભીના કુમળા તડકાનાં કિરણો પડ્યાં હતાં—પણ જયંતનું તે તરફ લગીરે ધ્યાન નહોતું. ઉંઘમાંથી ઉઠતાંની સાથે જ મળેલો આ કાગળ વાંચ્યા પછી તેના મગજમાં જબરૂં તોફાન મચી રહ્યું હતું.

જયંતે કાગળ વળી પાછો વાંચવા માંડ્યો. અન્નપૂર્ણા લખતી હતીઃ—

" બેટા જય,

તારો કાગળ મળ્યો. વંશગૌરવની કાળજી રાખનાર તારા જેવા સમજુ માણસને આવો કાગળ લખવો છાજે નહિ.

ગંગાજળનો સ્પર્શ કરી ગૌરીની માનો હાથ ધરી મેં તેને શું વચન આપ્યું હતું તે તું ક્યાં નથી જાણતો ? ગૌરીની મા જ્યારે મરવા પડી હતી ત્યારે પણ મેં તેને શું આશા આપી હતી તે યે તારાથી ક્યાં અજાણ્યું છે ? તેદહાડથી ગૌરીને મેં તારી સાથે સાથે જ ઉછેરીને મોટી કરી છે. સમજણી થઇ ત્યારથી તે જાણે છે કે તેના વિવાહ તારી જ સાથે થવાના છે, અને તે તને સ્વામી તરીકે જ માને છે. તમારા બેના રીતસર વિવાહ થયા નથી એ વાત ખરી, પણ ધર્મની નજરે તો તું તેનો સ્વામી થઇ ચૂક્યો છે.

છતાં આજે આ તું શું લખે છે ? ગૌરી સાથે તારે

નથી પરણવું !

આ સંબંધની જો તું ના પાડશે તો પરિણામ શું આવશે તેનો તેં વિચાર કરી જોયો છે ? તેમ કરવાથી મારા વચનનો ભંગ થશે—અને તે વચન મેં ગંગજળ હાથમાં લઇને આપ્યું છે; તેમ કરવાથી ગૌરીની માનો આત્મા પરલોકમાં અશાંત થશે—તેને શાપે તું કદાચ ઇહલોક પરલોક બન્ને ખોશે; અને ગૌરી બિચારી આ સંસારમાં જીવતી છતાં મૂએલી જેવી થઇ જશે.

તારી ઇચ્છા શું છે ? તું તો એવો નહોતો. ત્યારે કોના ફાંદામાં ફસી તું આમ અક્કલ ગુમાવી બેઠો છે ? કઇ બલાને જોઇ તું આજે ધર્માધર્મનું, હિતાહિતનું જ્ઞાન ખોઇ બેઠો છે ? તે ક્યાં રહે છે ? કોની છોકરી ? તેનું નામ શું ? જય મારા, જાણજે કે પૃથ્વીમાં રૂપ મોટું નથી, આત્મસુખ કરતાં યે સંસારમાં મોટી ચીજ છે.

હું બઇ માણસ છું, તેથી જ તું મને નાફરમાન થવાની હિંમત કરે છે. તારા પિતા આજે હયાત હોત તો તું તેમનું આવું અપમાન કરતે ખરો ? બાઇ માણસ શું એટલી બધી તુચ્છ ?

જય, મારા માણેક, તું આવું કામ ન કર. ઘરના છોકરા, તું ઘેર ચાલી આવ, મારા ખોળમાં પાછો આવ. તારે હવે ભણવાની જરૂર નથી, કલકત્તે રહેવાની યે જરૂર નથી. મેં તને પેટે ધર્યો નથી એ વાત સાચી, પણ તારી ઉપર જે હેત, જે વહાલ, મેં રાખ્યું છે, તે કરતાં વધારે કોઇ સગી માને પણ પોતાના બાળક ઉપર રાખતાં તેં જોઇ છે ?

તું શું મને સાવકી મા ગણી પારકી સમજે છે ? તેમ જ હશે. તારાં હમણાંનાં લક્ષણ જોઇ મારા મનમાં શું થાય છે તે જાણે છે ? મારા મનમાં થાય છે કે જો તું મારે પેટે જન્મ્યો હોત તો તને આવી કુમતિ કદી સૂઝ પડતે નહિ—મારૂં લોહી તારી રગોમાં વહેતું હોત તો આજે તું મારી છાતીમાં આમ શૂળ

મોકતે નહિ.

પણ, જય, તું મને ઓળખે છે? હું જેમ વહાલ કરી જાણું છું, તેમ શિક્ષા પણ કરી જાણું છું. તારા પિતાના વિલની રૂએ સમસ્ત મિલ્કત ઉપર મારો એકલીનો અધિકાર છે. આ પત્રથી પણ જો તારા વિચાર બદલાય નહિ, તો તમામ મિલ્કત હું ગૌરીને નામે કરી જઇશ, તને એક રાતી પાઇ પણ પરખાવીશ નહિ.

લી૦ તારી દુઃખી મા.

તા૦ ક૦—તારા કાગળમાંની વાત જાણી ગૌરી શું કરે છે તે જાણે છે? રડે છે, બસ, રડે છે."

બેઉ હથેલી વચ્ચે માથું મૂકી જયંત વિચાર કરવા લાગ્યો. તેનું મન ચકડોળે ચઢયું.

ગૌરીના રુદનનાં આંસુએ તેનું મન પલળ્યું. શું તે ગૌરીને ચાહતો હતો? જયંતે ઉંડાણમાં ઉતરી પોતાનું મન તપાસી જોવાની તજવીજ કીધી.

ના, ત્યાં તો ઇંદુલેખાના રૂપની પૂર્ણિમા પૂર બહારમાં ખીલી રહી હતી! ઇંદુનું એકેએક કટાક્ષ, તેનો એકેએક લહેકો, અરે તેનો એકેએક બોલ સુદ્ધાં, જીવતી જાગતી મૂર્તિઓ જેવાં ત્યાં બેઠાં હતાં; તેના લોહીના એકેક ટીપામાં ઇંદુની સેંકડો મૂર્તિઓ નૃત્ય કરી રહી હતી—અને આખા શરીરે સેંકડો આંખો ધારણ કરી એકીટશે તે તરફ જોતાં જોતાં તેનાં રૂંવેરૂંવાં ખડાં થતાં હતાં! ના, ના, ગૌરી ત્યાં નહોતી.

બેશક, તે ગૌરીને ચાહતો હતો—પણ તે તો જેમ ભાઇ બહેનને ચાહે તેમ. તે પ્રેમ અને આ પ્રેમ વચ્ચે તો મોટો, મોટો ફેર હતો.

જયંતે ખૂબ વિચાર કર્યો, પરંતુ તેના હૃદયની ભાષા જે

વાત કહેતી હતી તેની સત્યતાનો તે કેવી રીતે અનાદર કરે?

મરુભૂમિમાં પડેલા વરસાદની માફક ગૌરીના આંસુ જયંતના મર્મને સ્પર્શ કરી ઝટ સુકાઈ ગયાં.

એકાએક અન્નપૂર્ણાના કાગળના છેલ્લા ફકરા ઉપર પાછી તેની નજર પડી. તેણે તેને વારસામાંથી રદબાતલ કરવાની ધમકી આપી હતી.

જયંતનો પિત્તો ઉછળી આવ્યો. અન્નપૂર્ણા સાવકી મા, માટે જ તેણે તેના લોહીનો દોષ કાઢી તેની સગી મા વિષે મોઘમ ઇસારો કર્યો હતો! અને સાવકી મા હતી, માટે જ તેને વારસામાંથી રદબાતલ કરવાની વાત તેના મોંમાંથી નીકળી હતી. તે શું એમ ધારતી હતી કે મિલ્કત હાથમાંથી જતી રહેશે એ બીકે પોતે પ્રાણની પ્રાર્થના ભૂલી કૂતરાની માફક દોડી જઇ તેના પગ ચાટશે? ના, કદી નહિ!

"કીકા!" બારણામાંથી ડોકિયું કરી ભજહરિ બોલ્યો, "આજે તને શું થયું છે? બારણે બપોર થયા છે, અને તેં તો હજી દાતણ-પાણી પણ કર્યાં નથી."

"ભજા," જયંતે જવાબ દીધો, "અંદર આવ—વાત કહેવી છે."

ભજહરિ ઓરડીમાં ગયો અને ઘૂંટણ આગળથી ધોતિયું સંકેલી પલાંઠી મારી ભોંય ઉપર બેઠો.

"ભજા," જયંતે કહ્યું, "આ કાગળમાં મા શું લખે છે તે જાણે છે?"

"શું લખે છે, કીકા?"

"લખે છે કે જો હું ગૌરી સાથે નહિ પરણું તો તે મને ઘરમાંથી કાઢી મૂકશે."

"હેં!" કરતો ભજહરિ એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો, "ખરી વાત?"

"હા."

"ત્યારે તારો શું વિચાર છે?"

"ગૌરી સાથે નહિ પરણું."

"હાથે કરીને રસ્તામાં બેસશે ?"

"હા—તને ડર લાગે છે કે ?"

"ડર ? તું હસે છે, કીકા, પણ ત્રણ કાળ ગયા, ચોથો જાય છે, મને હવે ડર ? દુર્ગા, દુર્ગા ! અરે નાદાન પોર્યા, હું તો તારી ફિકર કરૂં છું, તારી !"

"વારૂ, ભજા, મા સાવકી ન હોત તો તે મને ઘરમાંથી કાઢી મૂકવાની વાત કરતે ખરી કે ?"

થોડી વાર વિચાર કરી ભજહરિ માથું ધુણાવતો ધુણાવતો કાતર સ્વરે બોલ્યો, "તેમ નથી, કીકા, તેમ નથી. માએ ગંગા-જળ હાથમાં લઇને તારી સાથે ગૌરીનાં લગ્ન કરવાનું પણ લીધું છે, બાકી કોઇ દહાડો તેણે તને સાવકો દીકરો માન્યો નથી. તું આવડો અમસ્તો હતો ત્યારથી 'જય' 'જય' કરતી તે તારી પાછળ ગાંડી થઇ છે. તને જરા જેટલું અસુખ થાય તો તેની આંખમાં પાણી આવે છે. મારી આંખમાં ધૂળ નાંખી એકવાર તું દીવા પાસે ગયો હતો, તે ઉપરથી માએ કેટલા દિવસ સુધી મારી સાથે અબોલા કીધેલા—હું જૂનો નોકર અને તું મારી સાથે ખૂબ હળી ગયેલો તેથી જ માનમાં ને માનમાં મારી ચાકરી તે વેળા ટકી ગયેલી, કીકા, એ સાવકી મા છે એવી વાત મનમાં લાવતો ના, એને સાવકી મા કહેશે તેમાં તારૂં કલ્યાણ નહિ થાય !"

જયંતનું મન પાછું ડામાડોળ થયું. બિછાનાની ચાદર મૂઠીમાં લઇ તેને અમળાવતો અમળાવતો તે આકાશપાતાળ વિચાર કરવા લાગ્યો.

વાત પણ સાચી. અન્નપૂર્ણાના વ્યવહારમાં આજ સુધીમાં એકે દિવસ સાવકાપણું નજરે પડ્યું નહોતું—અરે, કોઇ તેને કહેતે

નહિ તો જયંત જાણતે પણ નહિ કે અન્નપૂર્ણા તેની સાવકી મા હતી.

"અને," ભજહરિએ આગળ ચલાવ્યું. "તને પણ એ શું ભૂત વળગ્યું છે કે તું ગૌરી સાથે પરણવાની ના કહે છે? તે બિચારીએ તારો શો અપરાધ કર્યો છે, તે તો એકવાર મને સમજાવ ?"

"ભજા," જયંતે લાંબો નિસાસો નાંખી કહ્યું, "ગૌરીએ મારો કોઇ અપરાધ કર્યો નથી, પણ તેને બહેન સિવાય બીજા કોઇ નામથી હું બોલાવી શકીશ નહિ. અને મા બધી માલમિલ્કત ગૌરીને આપી જવાનું કહે છે, તો ભલે ગૌરી તે લઇ સુખી થાય—તેને રાજા જેવો વર મળશે. મા મને માફ કરે એટલે બસ !"

"પછી તું શું કરશે ?"

"હું ઇંદુને પરણીશ."

"વહુને ખવડાવશે શું, પહેરાવશે શું ?"

"નોકરીધંધો કરીશ—હું મરદ છું, ભણેલો પણ છું."

ભજહરિ દુઃખી દિલે જયંતની પાસે ગયો અને તેના માથા ઉપર મમતાથી હાથ ફેરવતો ફેરવતો બોલ્યો, "કીકા, ભાઇ મારા, તારી માની વાત કાન ઉપર લે, તેની આંતરડી તું ના કકળાવ."

જયંત બેઉ હાથે પોતાનું માથું બે બાજુથી દાબીને ધરી રાખી બોલ્યો, "તે હવે નહિ બને, ભજા, ઇંદુ વગર હું—"

ભજહરિ અવાક બની ગયો. જયંતની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. કીકાની આંખમાં પાણી! તેનાથી તે ખમાયું નહિ—જયંતને નાના બાળકની માફક બેઉ હાથે છાતી સરસો ચાંપી તે બોલ્યો, "અરે કીકા, મારી આંખો સામે તું રડી પડયો ? જા, ભાઇ, તારી મરજીમાં આવે તેમ કર—હું હવે તને કંઇ કહીશ નહિ." એમ કહી બાવરો જેવો તે બેઉ હાથે જયંતની આંખો લૂછવા લાગ્યો.



# અગિયાર

ચંદ્રના પ્રકાશમાં પપૈયાના પ્રાણમાં કવિત્વ જાગ્યું છે—સપ્ત-સ્વરની તેની લહરીઓથી વાતાવરણ ભરાઇ ગયું છે.

એક ઇઝિચેરમાં લેટી ઇંદુલેખા એકધ્યાનથી પપૈયાનું સુખકર ગાયન સાંભળતી હતી.

જયંત ગુપચુપ આવી તેની પાસે ઉભો.

શરીર ઉપર તેનો ઓળો જોતાં જ ઈંદુ બોલી ઉઠી, " કોણ, જયંતબાબુ ? આજે કેમ આખા દિવસમાં એકવાર પણ તમારાં દર્શનનો લાભ મળ્યો નહિ ? સાંભળો, આ પપૈયો કેવું મધુર ગાય છે ! વાહ, જયંતબાબુ, પપૈયાના ગળામાંથી ષડ્જથી માંડી નિખાદ સુધીના બધા જ સૂર નીકળતા હશે કે ? જુઓ ને, એના અવાજ ઉપરથી એમ નથી લાગતું ? " કહી ઇંદુ સારીગમમાં પપૈયાની નકલ કરવા લાગી, " સાઆ—રીઇ—ગઅ—મઅ—" ઇત્યાદિ.

જયંતે જવાબ દીધો નહિ.

એકવાર એક બાજુ, બીજી વાર બીજી બાજુ ડોક ફેરવી જયંત તરફ જોઇ ઇંદુ બોલી, " બાપ રે ! આજે તો જયંતબાબુનું મોં ' મેઘનાદવધ ' કાવ્ય કરતાં ય ગંભીર દેખું ! તમને થયું છે શું ? વાત કરતા નથી, બેસતા નથી—એ ક્યાંનો કાયદો ? "

આસ્તે આસ્તે એક ખુરશી ખેંચી જયંત તે ઉપર ચંદ્ર તરફ પીઠ કરીને બેઠો. પછી સંકુચિત સ્વરે બોલ્યો, " ઇંદુ, તારાં ઠઠ્ઠામશ્કરી આજે ઠીક લાગતાં નથી."

" કેમ ? " ભવાં સંકોચી તે ઝાંખા પ્રકાશમાં જયંતનું મોં જોવાની તજવીજ કરતાં ઇંદુએ પૂછ્યું.

" દેશમાંથી મારી મા લખે છે, " કોઇ પણ જાતની પ્રસ્તા-

વના કર્યા વગર જ જયંતે કહી નાંખ્યું, "કે હું જો તારી સાથે વિવાહ કરૂં તો તે મને તેના ત્રિલમાંથી બોયકોટ કરશે."

જયંતને ખબર નહિ પડે તેવી રીતે ઇંદુનું આખું શરીર કંપી ઉઠ્યું. નીચી ગુડી કરી તે ચાંદરણીમાં પોતાના ઓળા તરફ જોઇ રહી.

જયંત જુસ્સાથી બોલ્યો, "મારી સ્થિતિ તો તારા સમજ-વામાં આવી હશે, ઇંદુ. જો હું તને પરણું તો મારે મજુરી કરીને ખાવું પડશે. એવા ગરીબને તું—"

"બસ," જયંત શું કહેવા જતો હતો તે સમજી જઇ ઇંદુએ માથું ઉંચું કરી કહ્યું, "વધારે કહેવાની જરૂર નથી. મને શું તમે એટલી બધી નીચ સમજો છો કે?"

જે ચિંતાએ અત્યાર સુધી જયંતના મનને ચોતરફથી મજ-બૂત ફાંસમાં બાંધી રાખ્યું હતું, તેનાં બંધન ઇંદુના આ એક જ સવાલથી તૂટી ગયાં. છૂટકારાનો દમ લઇ ખુશ ખુશ થઇ તે બોલ્યો, "ઇંદુ, ઇંદુ, મને માલમિલ્કત ન મળે તો પણ શું તું મારી સાથે—"

"પરણીશ," ઇંદુએ ધીમે સાદે જવાબ દીધો.

"ત્યારે તો આખું જગત મારી વિરૂદ્ધ થાય, તો ય તારી પાસેથી હું એક ડગલું પણ ખસવાનો નથી."

ભરપૂનમનો ચંદ્ર તે વેળા ઇંદુના મોં ઉપર સંપૂર્ણ લાવ-ણ્યની ધારા વર્ષાવતો હતો—તેના મોંના રંગ સાથે ચાંદરણીનો રંગ મળી જઇ એક થઇ ગયો હતો. એકધ્યાનથી, નીરવે, નિર્નિમિષ નેત્રે જયંત તે સુંદર મુખડો નિહાળી રહ્યો. ઇંદુના મોંમાંથી પણ હવે કંઇ શબ્દો નીકળ્યા નહિ.

દરમ્યાન જગતબાબુ ત્યાં આવી ઉભા હતા, તેની પણ તેમને ખબર પડી નહિ.

બેઉ જણની તરફ મમતાભરી આંખે થોડીએક વાર જોઇ લીધા પછી જગતબાબુ હસીને બોલ્યા, "ઇંદુ, જયંત, આજકાલ તમે લોક શું બેઠાં બેઠાં જ ઉંઘવાની ટેવ પાડો છો કે? એ ટેવ સારી નથી, છોકરાંઓ, સારી નથી, કારણ, પાસું ફેરવવા જતાં જ પડી જવાનો સંભવ છે."

જગતબાબુનો સાદ સાંભળી તેમને શુદ્ધિ આવી—બન્ને જણ ચમકીને ઉભાં થઇ ગયાં.

"તમારી ઉંઘમાં હું એક ખરાબ સ્વપ્ના જેવો આવી લાગ્યો, નહિ?" જગતબાબુએ પૂછ્યું.

"માફ કરો, મુરબ્બી," જયંતે શરમાઇને જવાબ દીધો, "તમે આવ્યા હતા તેની અમને ખબર પડી નહિ."

"એમાં માફ કરવા જેવું કશું નથી, જયંત. આજે તમારી ઉમર ઉંઘવાજાગવાની જ છે. જોબન એક લાંબી ઉંઘ છે—ચંદ્રનો પ્રકાશ, પંખીઓનાં ગીત, ફૂલોની સુગંધ, એ એનાં સ્વપ્નાં છે. જેટલું ઉંઘાય તેટલું ઉંઘી લો, કારણ, આગળ ઉપર એવા પણ દિવસ આવશે કે જ્યારે સંસારના વિપલર્યા ડંખથી તમારી ઉંઘમાં ઓચિંતી ખલલ પડશે. ને વેળા ચારે તરફથી નજરે પડશે—કેવળ ઉની વરાળ કાઢતું ગરમ રણ! ત્યાં ભયને લીધે પંખીઓ બોલતાં નથી, ફૂલો ફૂટતાં નથી, જ્યોત્સ્નાનો રસ સુકાઇ જાય છે. જયંત, જીંદગી બહુ ટૂંકી છે, જોબન તો તેથી યે ટૂંકું છે!" કહી જગતબાબુ ઇંદુની પાસે બેઠા. પિતાનો એક હાથ લઇ ઇંદુ ધીમે ધીમે તેની આંગળીઓ દાબવા લાગી.

થોડી વાર છાનો બેઠા પછી જયંત બોલ્યો, "જગતબાબુ, આજે મારે તમને એક ઘણી અગત્યની વાત કહેવી છે."

"જયંત," આંખો અરધી મીંચી આકાશ તરફ જોતાં જોતાં જગતબાબુએ કહ્યું," તમને આજકાલના જુવાનિયાઓને

થયું છે શું ? અમે જ્યારે જુવાન હતા, ત્યારે અગત્યની વાત જેવું કંઇ જાણતા જ નહોતા. સામાં ભળતાં કામ અને ભળતી વાત અમને એટલાં બધાં ગમતાં હતાં કે વડીલોને અમારા ભવિષ્યમાં અંધકાર સિવાય બીજું કશું દેખાતું જ નહોતું. તારી 'અગત્યની વાત' સાંભળવાની અત્યારે મને જરા પણ ઇચ્છા નથી— મારી તને ભલામણ છે કે 'અગત્યની વાત'નો ગોદો મારી તારે આવી સરસ પૂર્ણિમાની હત્યા કરવી નહિ."

"પણ—"

"પણ તું જો અત્યારે એક ગાયન ગાશે તો તારી 'અગત્યની વાત' કરતાં તે હું વધારે મન દઇને સાંભળીશ."

"જગતબાબુ, મારી કહેવાની ફરજ છે માટે જ હું તમને આટલો કંટાળો આપું છું."

"એમ ? લે, ચાલ ત્યારે, હું કાન ખડા કરીને બેસું છું— તું જલદી જલદી તારી ફરજ બજાવી લે."

"મારી મા કાગળમાં લખે છે કે હું જો તમારી છોકરીને પરણું તો તે મને વારસામાંથી રદબાતલ કરશે."

"કેમ ?" અજાયબીથી ડોળા ફાડી જગતબાબુએ પૂછ્યું, "આ સંબંધ તેને પસંદ નથી. ?"

"ના."

"કારણ ?"

જયંતે એક એક કરી બધી વાત કહી, કંઇ છાનું રાખ્યું નહિ.

જગતબાબુ કેટલોક વખત વિચારમાં ને વિચારમાં મૂગા બેસી રહ્યા. પછી ધીરે ધીરે તેઓ બોલ્યા, "ત્યારે હવે તું શું નિશ્ચય ઉપર આવ્યો છે ?"

"મા કહે છે તે પ્રમાણે કરવાનું મારાથી બને તેમ નથી."

"તારી જગાએ હું હોઉં, તો માના કહેવા પ્રમાણે જ કરું."

"લક્ષ્મીની લાલચ શું એટલી બધી બળવાન છે?"

"ના, પણ ફરજ બળવાન છે."

"એમાં ફરજ જેવું શું છે, જગતબાબુ? હું ગૌરીને પરણીશ તો તેથી હું પણ સુખી થઇશ નહિ, તે પણ સુખી થશે નહિ."

જગતબાબુએ જવાબ દીધો નહિ. તે વળી પાછા વિચારમાં પડ્યા. આવી મુઝવણમાં તેઓ કદી પડ્યા નહોતા.

થોડીકવાર રહીને તેમણે કહ્યું, "હું જો ઇંદુને તારી સાથે પરણવાની ના કહું, તો તો તું તારી મા કહે તેમ કરશે કેની?"

"ના," જયંતે મક્કમ અવાજે જવાબ દીધો.

તેના મોં તરફ તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી જગતબાબુએ જોઇ લીધું કે જયંત આ બધી વાત ખરા મનથી કહેતો હતો. ઇંદુ તરફ નજર નાંખી તેમણે જોયું, તે તેમની તરફ પીઠ કરી ઓટલાના કઠેરા ઉપર ભાર દઇ શાંત ઉભી હતી.

"જયંત," જગતબાબુ બોલ્યા, "હું ધારૂં છું કે તારી મા તને ખરેખર રસ્તે રઝળતો કરવા જેટલી સખત નહિ થાય. બે દિવસ પછી તેનો ગુસ્સો નરમ પડશે, ત્યારે તારી હાલત ઉપર દયા લાવી તે કદાચ તને માફ પણ કરે. ગમે તેમ થાય—તને વારસો મળે કે ન મળે, તો પણ હું ઇંદુનો હાથ તારા હાથમાં જ સોંપીશ. કારણ, તે સિવાય બીજો ઉપાય નથી. મારી દીકરીનું મન હું જાણું છું, તે તારી ઉપર મરી ફીટે છે. એની આંખમાં આંસુ આવે, તો તે સહન કરવાની મારામાં શકિત નથી."

જયંતના મનમાં જે એક ખટકો બાકી હતો, તે પણ હવે નીકળી ગયો.

સોફા ઉપર પાછા લાંબા પડી એક નિસાસો નાંખી જગતબાબુ બોલ્યા, "આહા! જયંત, જો, કવિતાની સાક્ષાત્ મૂર્તિ જેવી આ જ્યોત્સ્ના જો! અરે રે! બહુ 'અગત્યની વાત' કહેવાની તારી

બોસને લીધે એમાંની કેટલી બધી વ્યર્થ ગઇ! સૌંદર્યને એવી રીતે વેડફી નાંખવું, એ હું પાપ સમજું છું. લે, ચાલ, જલદી એક ગાયન ગાઈ તારા પાપનો થોડો ઘણો પણ પશ્ચાત્તાપ કરી લે!"

જયંતે ગાયન ગાવું શરૂ કર્યું. જગતબાબુએ તેની તારીફમાં માથું ધુણાવવા માંડયું. ધીમે ધીમે તેમનું માથું ધૂણતું બંધ થયું અને તેઓ બેમાલૂમ ઉંઘી ગયા.



## બાર

અન્નપૂર્ણાને લાંબા વખતથી છાતીના દુખાવાનો રોગ હતો. કોઇ વાર ઘણા દિવસ સુધી એ રોગ દબાઇ જતો, તો કોઇ વાર વળી પાછો ઉભરી આવતો. અન્નપૂર્ણા જ્યારે ત્યારે હસવામાં કહેતી, "'મારા દેહમાં જીવન અને મરણ એ બે ભાઇ ભેગા રહે છે. જે દિવસે ભાઇ ભાઇ વચ્ચે અણબનાવ થશે, તે જ દિવસે આ દેહરૂપી ઘર ભાંગી જશે.' "

હમણાં રોગે પાછો દેખાવ દીધો હતો.

બપોરે અન્નપૂર્ણા સૂતેલી હતી, ગૌરી તેની પાસે બેસી શ્રીમદ્ભાગવત વાંચી સંભળાવતી હતી, તેવામાં અન્નપૂર્ણાના નામનો એક કાગળ આવ્યો.

"જયનો કાગળ?" અન્નપૂર્ણાએ આતુરતાથી પૂછ્યું.

ગૌરીએ અક્ષર ઓળખી માથું ધુણાવી હા કહી.

જેમ તેમ કરી બેઠાં થઇ અન્નપૂર્ણાએ ગૌરીના હાથમાંથી પરબીડું લઇ ફોડયું અને કાગળ કાઢી વાંચવા માંડયો.

જયંત લખતો હતો:—

"પરમ પૂજ્ય માતુશ્રી,

તમારો પત્ર મળ્યો. પણ, મા, તમે એટલાં બધાં ગુસ્સે થયાં છો કે તમારી કુશળતાના સમાચાર લખવાના તો બાજુ રહ્યા, પણ મને આશીર્વાદ લખવાના યે ભૂલી ગયાં છો. તે ઉપરથી તો જણાય છે કે હું તમારા સ્નેહથી વંચિત થઇ ચૂકયો છું. એ દુઃખ આગળ તમારા વારસામાંથી બાતલ થવાનું દુઃખ કુછ બિસાતમાં નથી.

મારો ઠરાવ હજી કાયમ છે. મને મિલ્કત નહિ આપી જવાની તમારી ધમકીથી મારો ઠરાવ ઓર મક્કમ બન્યો છે.

તમે મારા લોહીનો દોષ કાઢયો છે. દોષ–ગુણ હું સમજતો નથી, પણ આજે મને લાગે છે કે તમારું લોહી જો મારી નસોમાં ખરેખર વહેતું હોત, જો હું તમારા પેટનો પુત્ર હોત, તો મને વારસામાંથી કાપી નાંખવાની વાત તમારા મોંમાંથી નીકળતે જ નહિ. મારે તમારે લોહીનો સંબંધ નથી, માટે જ તમે આવી વાત કરો છો.

ગૌરીને કહેજો કે બહેન તરીકે હું તેને હંમેશાં ચાહીશ. તમારો વારસો મેળવી તે મને ભૂલી જાય અને સારે ઘેર પરણી સુખી થાય, એ જ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આશા છે કે તમે સૌ સારાં હશો. મારાં પ્રણામ સ્વીકારજો. એ જ.

લી૦ જયંત"

પત્ર હાથમાં ધરી અન્નપૂર્ણા પથ્થરના પૂતળા જેવી બેસી રહી—બસ બેસી જ રહી. દાકતરના હથિયારથી જ્યારે રોગીના પગ કપાઇ જાય, ત્યારે ઘડીભર તો તેના માન્યામાં યે નથી આવતું કે

તેના પગ જતા રહ્યા છે—તેનું શરીર હવે કેવળ માંસનો લોચો છે; અન્નપૂર્ણાની અવસ્થા પણ અત્યારે લગભગ તેવી જ હતી. જાણે તેના દેહમાં પ્રાણ નહિ હોય તેમ તેનું માથું છાતી ઉપર ઢળી પડ્યું. તેના હાલહવાલ જોઇ પત્રનો મર્મ સમજી જતાં ગૌરીને વાર લાગી નહિ. બેઉ હાથ ભોંય ઉપર ટેકવી નીચું મોં કરી તે પણ બેસી રહી.

એકાએક ચૂપકીદી તોડી અન્નપૂર્ણા ભાંગાતૂટા અવાજે બોલી ઉઠી, "આજે જયને નાને મોંઢેથી આવી મોટી મોટી વાત સાંભળવાનો મારે વખત આવ્યો! તે કહે છે કે તે જો મારા પેટનો પુત્ર હોત તો હું તેને વારસામાંથી કાપી નાંખતે નહિ! અરે ભગવાન! આટલે દિવસે પણ તેણે મને ઓળખી નહિ, મને સાવકી કહી વગોવે છે! જય, જય, છોકરા મોટા થાય ત્યારે માને આમ જ ભૂલી જાય, ભાઇ!" તેની આંખમાંથી દડદડ આંસુ પડવાં લાગ્યાં.

ઘણી વાર આમ બેસી રહ્યા પછી આંખ લૂછી અન્નપૂર્ણાએ બૂમ પાડી, "નારાણદાસી!"

"કેમ, બાઇ?" બહારથી દાસીનો જવાબ આવ્યો.

"મુનીમજીને બોલાવી લાવ!"

થોડી વાર પછી કાળીશંકર મુનીમ લાકડી ઠોકતો ઠોકતો અને ખોં ખોં કરતો કરતો ત્યાં આવી લાગ્યો. અન્નપૂર્ણા આ ઘરમાં વહુ તરીકે પહેલવહેલી આવી તે દહાડાથી તે કમરમાંથી વાંકા વળી ગયેલા, ખોં ખોં કરતા, આ બુઢ્ઢા મુનીમને ઠીક આવો ને આવો જ જોતી આવી હતી. કાળીશંકરને કોઇ તેની ઉમર પૂછતું તો તે જવાબ દેતો, "જમીનદારીના હિસાબકિતાબમાંથી પરવાર ક્યારે મળે છે કે મારી ઉમરનો જમાખરચ રાખું?" માથાના વાળ સાથે કાળીશંકરની બુદ્ધિ પણ એવી પાકી ગઇ હતી કે જમીનદારીનો તમામ ભાર તેની ઉપર નાંખી અન્નપૂર્ણા નચિંત

બની હતી. ઘરમાં વહુ દીકરી કોઇ મુનીમજી આગળ લાજ કાઢતું નહોતું, તેથી તેની લાકડીના ઠોકા અને ગળાની ખાંસી એ બે ગમે ત્યારે ગમે ત્યાં સાંભળવામાં આવતાં.

દાદર ચઢી માળે જતાં કાળીશંકરને હાંફ ચઢી હતી. છાતીએ હાથ રાખી થોડી વાર દમ ખાધા પછી તે બોલ્યો, "મને કેમ બોલાવવો પડયો, મા? તમારું અસુખ વધી ગયું છે?"

"ના," અન્નપૂર્ણાએ જવાબ દીધો, "જયનો કાગળ આવ્યો છે."

"નાના શેઠ શું લખે છે?" હાથનો ટેકો દઇ જમીન ઉપર બેસી કાળીશંકરે પૂછ્યું.

"ગૌરી સાથે પરણવાની ના લખે છે."

કાળીશંકરે ખોં ખોં કરી ખાંસતાં ખાંસતાં કરુણ આંખે એક વાર ગૌરી સામું જોયું. તે બાપડી જડ જેવી બેઠી બેઠી પરસેવામાં નાહતી હતી.

"પાછી તેની તે જ વાત!" ઉદાસ ભાવે ડોકું ધુણાવી કાળીશંકરે કહ્યું. "એને એ અવળી વાત કેમ સૂઝી હશે? એક વાર કલકત્તે જઇ આવું તો કેમ, મા? તેને સમજાવી જોઉં, કદાચ ઠેકાણે આવે યે ખરો!"

"ના, કંઇ જરૂર નથી," અન્નપૂર્ણાએ દૃઢ સ્વરે જવાબ દીધો. "મારે વિલ કરવું છે—તમે તમારે તેની ગોઠવણ કરો."

કાળીશંકર ઉધરસ ખાતો ખાતો ભયથી અન્નપૂર્ણાના પથ્થર જેવા મોં તરફ તાકીને જોઇ રહ્યો. વિલમાં શું લખાવાતું હતું, તે તે જાણતો હતો.

"પણ એકવાર કલકત્તે જઇ આવવાને વાંધો શું છે?" તેણે બીનાં બીતાં પૂછ્યું.

કોઇ પણ માણસ સામું થાય તે અન્નપૂર્ણા સહન કરી શકતી

નહોતી—નાની વયથી કારભાર કરતાં કરતાં તેનો સ્વભાવ જ એવો થઇ ગયો હતો કે તેની વાત ઉપર કોઇ બીજી વાત કહે તો તે તપી જતી. કાળીશંકરનું કહેવું સાંભળી તે તડૂકી ઉઠી, "ના. તમે શું જયને મારા કરતાં વધારે ઓળખો છો? તે પોતાનું ધારેલું જ કરશે."

કાળીશંકર શેહ ખાઇ ગયો અને મોંઢે હાથ રાખી પાછો ખોં ખોં કરવા મંડયો. થોડી વાર રહીને વળી પાછો બીતો બીતો તે બોલ્યો, "ત્યારે આ ઘરનો માલિક જેવો માલિક શું—આખરે રસ્તામાં બેસશે?"

"જો મારા પેટનો છોકરો હોત, તો હું તેને ચોખ્ખો રસ્તામાં બેસાડતે. વારે વારે તમે એ એકની એક વાત આગળ લાવો છો, પણ જય શું લખે છે તે જરા વાંચો તો ખરા. તે લખે છે કે હું તેની સાવકી મા, તેથી જ—," ક્રોધ અને દુઃખને લીધે અન્નપૂર્ણા આગળ બોલી શકી નહિ.

શું કહેવું તેની સમજ નહિ પડવાથી કાળીશંકર મૂગો મૂગો હાંસવા લાગ્યો.

કંઇક શાંત થઇ અન્નપૂર્ણા પાછી બોલી, "હું જો તેની સગી મા હોત, તો મારી પૂંજીમાંથી તેને એક ફૂટી બદામ પણ આપતે નહિ. પરંતુ હું તેની સાવકી મા છું, એટલે જ હું તેને છેક રખડતો કરી જઇશ નહિ—ગૌરીને અરધી આપી બાકીની અરધી દોલત હું તેના નામ ઉપર કરી દઇશ. તે પણ સમજશે કે સગી મા કરતાં મારા જેવી સાવકી માની મમતા કેવી હોય છે. જાઓ, તમે હવે જલદી વિલનો બંદોબસ્ત કરો."

આ પછી વધુ વાત કહેવા જેટલી કાળીશંકરમાં હિંમત નહોતી. આસ્તે આસ્તે ઉઠી લાકડી ઠોકતો ઠોકતો અને ખોં ખોં કરતો કરતો તે જતો રહ્યો.

અન્નપૂર્ણા ઓરડાની દીવાલ સામે શૂન્યદૃષ્ટિથી જોતી બેસી રહી. તેની તમામ આશા–ઉમેદ આજે ધૂળ મળી હતી. તે આજે છેક ઢીલી બની ગઇ. ગુસ્સાથી લાલ બનેલી તેની આંખમાંથી અજબ હાહાકાર બહાર નીકળવા મથતો હતો, પણ તેણે મહા મહેનતે તે રોકી દીધો.

ગૌરી તરફ ફરી દુઃખી અવાજે તે બોલી, " ગૌરી, બેટા, મારી પ્રતિજ્ઞા પણ ભંગ થઇ, તને પણ સુખી કરી શકી નહિ. સમજ નથી પડતી કે એમાં કોના નસીબનો વાંક—તારા કે મારા ! "

ગૌરીનું ફિક્કું મોં ધીમે ધીમે નીચે ઝૂલી પડયું.

મમતાથી તેને માથે હાથ ફેરવતી ફેરવતી અન્નપૂર્ણા પાછી બોલી, " બેટી, જયને તું ભૂલી જા. તેનું મન આરસી જેવું––તેમાં ઓળો પડે, છાપ પડે નહિ. ત્યાં વગર, જેને મેં મારે પોતાને હાથે મોટો કર્યો, તે આજે મારો પોતાનો ન થતાં દુશ્મન થઇને ઉભો રહે ? "

કાતર નયને એકવાર અન્નપૂર્ણા તરફ જોઇ ગૌરી ભોંય ઉપર ઢળી પડી.

અન્નપૂર્ણા વહેલી વહેલી તેના તરફ ઝોંક ખાઇ ચીસ પાડી ઉઠી, " નારાણદાસી, ઓ નારાણદાસી, જલદી પાણીનો ઘડો લઇ આવ–– દોડતી કે ! ગૌરી બેભાન થઇ ગઇ છે.––નારાણદાસી, નારાણદાસી !"



# તે ર

આજકાલ સ્વર્ણેંદુએ જયંત સાથે ખૂબ ઘરવટ કરવા માંડી છે—સવારે, બપોરે કે સાંજે, જ્યારે ફાવે ત્યારે, તે જયંતને ઘેર જાય છે, ગાયન સાંભળે છે, અને ગપ્પાં હાંકે છે. તેને આમ રોજ આવતો જોઇ જયંત અજબ થયો. સ્વર્ણેંદુની આ ઓચિંતી ફિદાગીરીનું કારણ તેણે બહુ શોધ્યું, પણ કાંઇ જડયું નહિ. ખરેખર, જયંતને જોતાં જ જેનો તોબરો ચઢતો, તે જ સ્વર્ણેંદુ આજકાલ તેની સાથે એવા મોટા મનથી હળતો-મળતો હતો કે તેની એ વર્તણૂકને પહેલા નંબરની દાંભિક મુસાહેબી સિવાય બીજું નામ ઘટતું નથી.

વધારે નવાઇની વાત તો એ હતી કે તે જો જરા બેચાલ ચલાવતો તો જયંત તરત આગળની માફક જ તેનો ઉધડો લઇ નાંખતો. છતાં સ્વર્ણેંદુ તે મનમાં લાવતો નહોતો—લાવતો હોય તો પણ તેના ચહેરા ઉપરથી તેમ માલૂમ પડતું નહોતું.

છેક ગઇ કાલે જ જયંતે તેનું અપમાન કર્યું હતું. સ્વર્ણેંદુ એક-હતો-રાજા જેવી એક વાત આદરી બેઠો હતો. કહેવું જોઇએ કે એ વાર્તાનો નાયક હતો—તેનો પેલો રાજા મામો. કલ્પનાના ઘોડા પૂર વેગથી દોડતા હતા—યાને, મામાની હીરાજડિત વીંટી જોઇને બડા લાટ સાહેબ[1] ડાચું વકાસી થંભ થઇ ગયા હતા, ત્યાં સુધી વાત આવી હતી—ત્યાં તો જયંતથી રહેવાયું નહિ, એટલે બેઉ

---

૧ જે વખતે બંગાળામાં ગવર્નરને બદલે લેફ્ટેનંટ ગવર્નર હતો અને તે તથા વાઇસરાય બન્ને કલકત્તામાં રહેતા હતા, તે વખતે આમ લોક પહેલાને 'છોટા લાટ' (લૉર્ડ) અને બીજાને 'બડા લાટ' એ નામે ઓળખતા હતા.

હાથ ઉંચા કરી તે બોલી ઉઠયો, “ બસ, સ્વર્ણેંદુબાબુ, બસ! તમારા મામાનું જીવનચરિત્ર સહેલાઇથી હજમ કરવા જેટલી શક્તિ મારામાં નથી, માંટે હવે એટલેથી જ બસ કરો ! ”

અજબ જેવી ઝડપથી સ્વર્ણેંદુએ રાજા મામા અને બડા લાટ સાહેબની કથા બંધ કરી દીધી. પછી લોહીનો ઘૂંટડો ગળી જઇ મોટેથી હસતો હસતો તે બોલ્યો, “ તમને એ વાતમાં રસ નહિ પડયો કે ?”

“ના. બંગાળીનાં રચેલાં જીવનચરિત્રો અને બંગાળી માસિકોમાં આવતા તેમના લેખો, એ બેઉ જીવતા માણસની પ્રકૃતિને અનુકુળ નથી !”

“ ખરી વાત છે. મારા માસા—ઓળખ્યા કેની ? પેલા ગઇ સાલ જ સિ. આઇ. ઇ. થયા, તે—પણ કહેતા હતા કે માસિકોના—”

“ માફ કરો, સ્વર્ણેંદુબાબુ, પણ તમારા મામાની પૂઠે જ આમ ઝટ ઝટ તમારા માસાજી પણ દેખાવ દેશે તો મારે તો રામ અને રાવણની વચ્ચે સપડાયેલા મારીચ કરતાં યે ભૂરે મોતે મરવું પડશે !”

સ્વર્ણેંદુએ માસાની વાત પણ પડતી મૂકી. ખિસ્સામાંથી ટપ કરતો ચાંદીનો ‘કેસ’ કાઢી તેમાંથી એક સિગારેટ લઇ તેણે સળગાવી. તેના મનની વાત તો તેનું મન જાણે, પણ બહારથી તો જાણે તેને કંઇ ખોટું ન લાગ્યું હોય તેવો દેખાવ કરી તે હસતે ચહેરે બેસી રહ્યો.

અસલ વાત એમ હતી કે જયંતને આ માણસ ડોળે દીઠો ગમતો નહોતો—કારણ, એક તો તેના મગજમાં પૈસાની ખુમારી હતી, અને બીજું, તે જબરદસ્ત ટાયલાં માસ્તર હતો. પોતાને ઘેર આવતો બંધ કરવા જયંત તેને ખોટું લાગે એવા બોલ કહેવાની એક પણ તક જતી કરતો નહોતો. આ તરફ સ્વર્ણેંદુ બંદો આદુ ખાઇને તેની પાછળ લાગ્યો હતો—ખોટું લગાડવું જ નહિ એવા

તેણે સોગંદ ખાધા હતા.

ગઇ કાલના બનાવ પછી જયંત ધારતો હતો કે કંઇ જ નહિ તો આજનો એક દિવસ તો સ્વર્ણેંદુ નિયમિત હાજરીમાંથી ગાબચી મારશે.

પણ આજે સવારે જ્યારે જયંત તંબૂરો લઇ સૂર મેળવતો હતો, ત્યારે બારણાં આગળ હૅટ–કોટ–પાટલૂનમાં સજ થયેલા સ્વર્ણેંદુની બગલા જેવી પાતળી મૂર્તિને ઉભેલી જોઇ તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

ઘરમાં ઘૂસી આવી જમણા હાથની એક આંગળી કપાળે અડાડી હસતો હસતો તે બોલ્યો, "ગુડ મોર્નિંગ, જયંતબાબુ."

"નમસ્કાર!" શિર ઝુકાવી જયંતે કહ્યું. "સ્વર્ણેંદુબાબુ, તમે સાહેબલોકનો પહેરવેશ લીધો, સાહેબલોકની ભાષા લીધી, છતાં સાહેબલોકની રીતભાત તમે જાણતા નથી!"

"કેમ, ભાઇ સા'બ!"

"કોઇના ઘરમાં દાખલ થતી વખતે સાહેબો શું ટોપી માથા ઉપર રહેવા દે છે કે?"

"અરરર!" કહી સ્વર્ણેંદુએ અરધો હાથ જીભ બહાર કાઢી. પછી તરત માથા ઉપરથી ટોપી ઉતારી તેણે કહ્યું, "ભૂલ થઇ, મિસ્તર, મોટી ભૂલ થઇ!"

"ભૂલ તો થાય જ ને! દેશમાં રહી દેશને ભૂલી જવા માગો, પછી ભૂલ ન થાય? શું સુખે તમે આ જાંગલાનો સાજ સજો છો?"

"બીજું જે કહેવું હોય તે કહો, જયંતબાબુ, પણ આ વાત કહેશો નહિ. સાહેબશાહી પોષાક ઘણો સગવડભર્યો છે—ચાલતાં ચાલતાં કચ્છીમાં પગ ભેરવાતા નથી, ચોટી છૂટી જતી નથી, અને—અને—"

"અને—અને—?" તંબૂરો મૂકી દઇ જયંતે ચાળા પાડ્યા.

"બીજી ઘણી સગવડ છે."

"દાખલા તરીકે—ઉનાળામાં 'તર્કિશ બાથ'ની 'કૅબીન' ની ગરજ સારે; શેતરંજી કે ગાદી ઉપર બેસતી વખતે વા થયો હોય તેમ પગ અકડાઇ જાય તે જોઇ લોક વહેલા વહેલા ખુરશી આપે; અક્કડ કૉલર પહેરતાં અરધો કલાક આરસીમાં જોઇ ડાચું ઉંચું નીચું કરવું પડે, તેથી ગળાના સ્નાયુઓને કસરત મળે; બૂટની દોરી બાંધતાં બાંધતાં ત્રેન ચૂકી જવાય એટલે બીજી ત્રેન મળતાં સુધી સ્ટેશન ઉપર બેઠાં બેઠાં ખુલ્લી હવા ખાવાનો લાભ મળે; ત્રામમાં કે ત્રેનમાં અંત્યજોને જોઇને જેવી રીતે લોક આઘા ખસી જાય તેવી જ રીતે તમને જોઇને પણ તેઓ આઘા ખસે, તેથી મોકળાસથી બેસવાનું મળે; નાકા ઉપર પહેરો ફરતો સિપાઇ પાછળથી ભલે દાંતિયાં કાઢી હસે પણ આગળથી તો ઝૂકી ઝૂકીને સલામ કરે; ઇત્યાદિ ઇત્યાદિ, ખરૂં કેની?"

"એમ તો થોડી ઘણી અગવડ હશે, પણ—"

"થોડી ઘણી કેમ? એ પહેરવેશથી બંગાળીને પંદર આના અગવડ જ છે. સાહેબોને તો તેમના ઠંડા મુલકમાં જીવ બચાવવા ખાતર એવો પોષાક જખ મારીને પહેરવો પડે છે. આપણા આ ચંદ્રના પ્રકાશવાળા અને દક્ષિણવાયુવાળા દેશમાં આપણો પોષાક પ્રકૃતિના સૌંદર્યનું સૂચન કરે છે. આ આપણો ઘડી વાળેલો દુપટ્ટો લો—એ જાણે શતદલ, સો પાંખડીવાળું કમળ; આ પહેરણની ફડફડ ઉડતી બાંય—જાણે ઉછળતા તરંગોવાળી નદી; આ બારીક પોતનું ધોતિયું—જાણે પૂનમની ચાંદની! આપણો આ પોષાક જોઇને તમારા સાહેબ આર્ટિસ્તોને પણ કાન પકડીને કબૂલ કરવું પડે છે કે એ આર્ટનો આદર્શ છે! વળી આ પોષાકમાં નવીનતા આણવી હોય; તો ઋતુના ફેરફારને અનુસરી આપણે આપણાં કપડાં સહેલાઇથી રંગાવી શકીએ છીએ—ચોમાસામાં ભીના જંગલના જેવો ઘેરો લીલો રંગ, શરદ

ઋતુમાં પાકેલા ભાત જેવો સોનેરી રંગ, વસંતમાં ગુલાબી રંગ, ઉનાળામાં તડકામાં તપતી માટી જેવો ખાકી રંગ, એ પ્રમાણે જ્યારે જે શોભે ત્યારે તે રંગ આપી શકાય! ક્યાં એ આપણો કુદરતી પોષાક, અને ક્યાં કાગડાનાં આ મોરનાં પીછાં!”

“શાબાશ, જયંતબાબુ, શાબાશ! આજે તો તમે ભલા કવિ કરતાં પણ વધારે કમાલ કીધી! પણ તમારે યાદ રાખવું જોઇએ કે જીવનમાં બધું જ કવિતા જેવું કોમળ નથી!”

જયંતે તેની વાત ઉપર ધ્યાન આપ્યા વગર કાર્લાઇલને પણ કોરે બેસાડે એવી છટાથી પોતાનું ‘સાર્ટોરિયલ’ ભાષણ આગળ ચલાવ્યું, “પૂરો સાહેબશાહી પહેરવેશ પહેરતા હોત, તો ય ધૂળ નાંખી; પણ બંગાળીઓએ જે અદ્‌ભુત પોષાક આજકાલ જાતીય તરીકે સ્વીકાર્યો છે, તે તો સોયની અણીની માફક આંખમાં ખૂંચે છે. આપણામાંના ઘણા જણ પહેરે છે—પગમાં હોલ બૂટ, તેની ઉપર દેશી ફેશન પ્રમાણે ધોતિયું, તેની ઉપર સાહેબશાહી ખમીસ, કોટ, અને નેકટાઇ કૉલર! કેટલાક નેકટાઇ કૉલર વગર ખુલ્લા ગળાના કોટ પહેરે છે, તો કેટલાક વળી બંધ પારસી–કોલરના ડગલા ઉપર નેકટાઇ બાંધીને નીકળતાં પણ શરમાતા નથી! અને કેટલાકે તો માથે હૅટ પહેરવાનું ય શરૂ કર્યું છે! ધોતિયા ઉપર સાહેબલોકનું ‘ડ્રેસિંગ ગાઉન’ પહેરી દિમાગથી છાતી કાઢી ફરતાં પણ અનેક નજરે પડે છે! આપણા સૌંદર્યજ્ઞાનની કેટલી અધોગતિ થઇ છે, આપણી જાતીયતા કેટલી નીચે ગબડી પડી છે, અને તે સાથે આપણી નફટાઇ કેટલી હદ સુધી વધી ગઇ છે, તેનો આપણા આ ઢંગધડા વગરના ‘ફિરંગી બંગાળી’ વેશની ખીચડી ઉપરથી આબાદ ખ્યાલ આવે છે!”

“પણ મને તમે એ વર્ગમાં મૂકી શકો તેમ નથી,” સ્વર્ણેન્દુએ કહ્યું. “ફૅશનનું ખૂન કરી હું કદી પણ ધોતિયા ઉપર શર્ટ—

કોટ પહેરી નીકળ્યો નથી."

એ વાત બંધ કરી જયંતે હવે તંબૂરો પાછો હાથમાં લીધો અને એક ભજન ગાવા માંડયું.

સ્વર્ણેંદુ એક બાજુ બેસી સાંભળતો સાંભળતો જાણે કેવોએક સંગીતનો ખાં હોય તેમ ટચકડી ફોડી બેતાલ તાલ દેવા લાગ્યો. ગાયન પૂરૂં થયું એટલે તે બોલ્યો, "વાહ, ઉસ્તાદજી, વાહ ! તમારૂં ગાયન સાંભળી જીવ આનંદમાં ડૂબી જાય છે ! સાચું કહું છું, જયંતબાબુ, તમારૂં ગાયન સાંભળવાનો લાભ મળે એ હેતુથી જ રોજ સવારે હું તમારે ત્યાં આવી તીર્થના કાગડાની માફક બેસી રહું છું !"

જયંત જાણતો હતો કે થોડા દિવસ પહેલાં આ જ સ્વર્ણેંદુને તેનું સંગીત કચરા જેવું લાગતું હતું. તેનો અભિપ્રાય આમ ઓચિંતો બદલાઇ જવાનું કારણ સમજ નહિ પડવાથી જયંત મૂંગો રહ્યો.

ખિસ્સામાંથી અત્તરથી બહેક બહેક થતો રૂમાલ કાઢી તે હલાવી પવન ખાતો ખાતો સ્વર્ણેંદુ પાછો બોલ્યો, "બેશક, આપણા દેશમાં તમારા કરતાં મોટા અને નામચીન ગાવાવાળાઓ તો ઘણા છે. પણ, કોણ જાણે કેમ, તેમના સંગીતમાં મને બહુ થોડો રસ પડયો છે."

"તેનું કારણ છે," જયંતે જવાબ દીધો, "આપણા દેશના ઘણાખરા ગવૈયાઓ સંગીતમાં સૂરને જ સર્વેસર્વા—all in all—ગણે છે, કથનને તેઓ કશી અગત્યતા આપતા જ નથી. પણ તેમણે જાણવું જોઇએ કે કેવળ સૂરમાં જ જો સંગીતની સમાપ્તિ થતી હોય તો પછી કંઠસંગીતની કશી જરૂર રહેતી નથી—માત્ર વાજિંત્રસંગીતથી જ કામ ચાલી જાય. પરંતુ સૂરની સાથે કથની પણ જણાવી શકાય, તેટલા માટે જ કંઠસંગીતની સૃષ્ટિ થઇ છે—સૂર અને કથન એ બેઉ એક સરખાં ઉપયોગી છે."

થોડીવાર ચૂપ બેઠા પછી સ્વર્ણેંદુ ખુરશીમાં ઉંચોનીચો થવા લાગ્યો. એક સિગારેટ સળગાવી જયંત તરફ જોયા વગર જ તે

બોલ્યો, "મારી ઓળખાણમાં એક જણ છે, તે એવું સરસ ગાય છે કે બસ કહેવાની વાત નહિ."

"શું ગાય છે?" જયંતે પુછ્યું.

"ખ્યાલ અને ટપ્પા. ભલા ભલા રાજામહારાજા તેનું ગાયન સાંભળવા મરી ફીટે છે. મને બહુ મન થાય છે કે એક દિવસ તમને પણ તેનું ગાયન સાંભળવા લઇ જાઉં."

"તમારી મહેરબાની!"

સ્વર્ણેંદુ ખુશ થઇ ઉભો થતો થતો બોલ્યો, "ત્યારે કાલે સાંજે આવીને હું તમને તેડી જઇશ."

"તેનું નામ?"

પણ સ્વર્ણેંદુએ જાણે આ સવાલ સાંભળ્યો જ નહિ. નમસ્કાર કરી તે વહેલો વહેલો ત્યાંથી છટકી ગયો.



# ચૌદ

બીજે દિવસે સાંજે સ્વર્ણેંદુની ગાડી આવી જયંતના ઘર આગળ થોભી.

જયંત તૈયાર થઇને બેઠો હતો. સ્વર્ણેંદુની બૂમ સાંભળી તે નીચે ઉતર્યો. તેને ગાડીમાં બેસાડી લઇ સ્વર્ણેંદુએ કોચમેનને ગાડી હાંકવાનો હુકમ કર્યો.

ઘેર જતા થાક્યાપાક્યા કલાર્કોનાં ટોળાંને ગભરાવી, તેમની

હારમાં ભંગાણ પાડી, અનેક રસ્તા વટાવી સ્વર્ણેંદુની ગાડી બૌ-બજાર સ્ટ્રીટમાં એક ત્રણ મજલાના મકાન આગળ જઇ ઉભી. દરવાજા આગળ એક દરવાન સ્ટૂલ ઉપર બેઠો બેઠો ડાબા હાથની હથેલીમાં તંબાકુ-ચૂનો રાખી જમણા હાથના અંગૂઠા વડે તે પીસતો હતો. ગાડી જોઇ હાંફળાફાંફળા બની ઉભા થઇ તેણે ખૂબ વાંકા વળીને એક મસ મોટી સલામ કીધી.

ઘરનો બહારનો દેખાવ તેમ જ દરવાનના દિદાર જોઇ જયંતે અજાયબીથી પુછયું, " આ તેનું ઘર ?"

"હા," બીજી બાજુ મોં ફેરવી હસતાં હસતાં સ્વર્ણેંદુએ જવાબ દીધો.

"ત્યારે તો તમારો ગવૈયો પૈસાદાર લાગે છે!"

"રાજામહારાજાઓને ગાયન સંભળાવી જે હાથ મારે છે, તેને વળી પૈસાની ખોટ હોય ? ચાલો, ઉતરો, જે વાત કહેવી હોય તે અંદર ગયા પછી કહેજો!"

ગાડીમાંથી ઉતરી બન્ને જણા ઘરમાં ગયા. પરસાળમાં એક મુસલમાન નોકર ઉભો હતો, તે તેમને ઉપર તેડી ગયો.

"આ ગવૈયો મુસલમાન છે ?" જયંતે ધીમે સાદે પૂછ્યું.

"હા. અહીં સારા હિંદુ ગવૈયા કયાં છે ?"

મુસલમાન નોકરે એક ઓરડાના બારણાં ઉપરનો 'મોતી'નો પડદો ખસેડયો. સ્વર્ણેંદુની પાછળ પાછળ જયંતે તે ઓરડામાં પ્રવેશ કર્યો.

"તમે પેલી બારી પાસે બેસો," એક બારી તરફ આંગળી કરી સ્વર્ણેંદુએ કહ્યું. "ત્યાં તમને ઠીક હવા મળશે."

જયંત તે બારી પાસે જઇને બેઠો. પછી કૌતૂહલ વશ થઇ ચારે તરફ નજર કરી તે ઓરડામાંનું રાચરચીલું જોવા લાગ્યો.

ઓરડો સ્વચ્છ અને સારી રીતે શણગારેલો હતો. જમીન ઉપર કીમતી શેતરંજી પાથરેલી હતી, તેની ઉપર એક ગાદી હતી,

અને ગાદીની ઉપર માખણ જેવી સફેદ, સુંવાળી ચાદર બિછાવેલી હતી. તે ઉપર કેટલાક મોટા મોટા તકિયા, ચાંદીનો હૂકો, ચાંદીની થૂકદાની, અને પાનનો દાબડો મૂકેલાં હતા. બે સામસામી દીવાલો ઉપર બે મોટા મોટા આરસા હતા. બેઉ આરસાની ઉપર નીચે એકેક બ્રાકેટ હતી. ઉપરની બ્રાકેટોમાં ચીનાઇ માટીની પૂતળી હતી અને નીચેની બ્રાકેટોમાં ચાંદીની ફૂલદાનીમાં ફૂલના તોરા ગોઠવેલા હતા. ઉપર છતમાં એક નાનું સરખું વીજળીનું ઝુંમર અને વીજળીનો પંખો હતાં. જયંતે એ બધું શાંત ચિત્તે જોયું, પણ દીવાલે ટાંગેલાં ચિત્રો ઉપર નજર પડતાં જ તેનું મોં શરમથી લાલ થઇ ગયું.

"સ્વર્ણેંદુબાબુ," કચવાટથી ભવાં સંકોચી તે બોલ્યો, "તમારો ગવૈયો જણાય છે તો શોખીન, પણ તેની રુચિ બહુ હલકા પ્રકારની લાગે છે."

"કેમ ?"

"જુઓ ને આ ચિત્રો—ગૃહસ્થના ઘરમાં રાખવાં જેવાં એ નથી."

"એ તો સૌ સૌના શોખની વાત છે," એક તકિયો ખેંચી તેની ઉપર છાતી રાખી ઉંધો સૂઇ જઇ સ્વર્ણેંદુ બોલ્યો, "આર્ટિસ્તો એવા ફાંટાબાજ જ હોય છે."

"ત્યારે તો તમને આર્ટનું કશું ભાન નથી!" જયંતે ઉશ્કેરાઇને કહ્યું, "આર્ટ—"

"ચૂપ, ચૂપ," સ્વર્ણેંદુએ તેને આગળ બોલતો અટકાવ્યો. "આર્ટ ઉપર તમારે જે કંઇ લેકચર આપવું હોય, તે બહાર રસ્તામાં આપજો. સાંભળતા નથી, કોઇ આવે છે તે ?"

જયંતે કાન માંડી સાંભળ્યું—બહારથી કોઇનાં ઘરેણાંના ખણખણાટનો અને પગની સપાટનો ધીમો અવાજ આવતો હતો. તે એકીટશે બારણાં તરફ જોઇ રહ્યો. તેની ભારી અજાયબી વચ્ચે એક ઘણી જ ખૂબસૂરત યુવતી ઓરડામાં દાખલ થઈ—તેના દેહ

ઉપર હાસ્ય હતું, તેની આંખોમાં જાદુ હતું. .

ચમક ચમક કરતી બે કામણગારી આંખો જયંતના મોં ઉપર ઠેરવી યુવતીએ જરા ઝૂકીને તેને સલામ કીધી. પણ જયંત તે વખતે એવો સ્તમ્ભન બની ગયો હતો કે સલામ પાછી વાળવાનો વિવેક વીસરી જઇ તે લાકડાના પૂતળા જેવો સ્થિર બેસી રહ્યો.

"અરે ફ્રટ્ રે, જયંતબાબુ," સ્વર્ણેંદુ બોલી ઉઠયો, "બાઇ માણસને જોઇને આટલા બધા શરમાઓ છો ? આ હુસ્નાજાન, જેનું ગાયન સાંભળવા તમે આવ્યા છો, તે !"

જયંતનો પિત્તો ઉછળી આવ્યો—સ્વર્ણેંદુ તેને ગુણકાને ઘેર લઇ આવ્યો હતો ! તેના તરફ ગુસ્સાભરી નજર નાંખી તે એકદમ ઉભો થઇ ગયો.

"કેમ ઉઠયા ?" કહી સ્વર્ણેંદુએ ગુણકાને આંખ મારી એક અર્થસૂચક ઇસારો કર્યો.

"ઘેર જવા," દરવાજા તરફ જતાં જતાં જયંતે મિજાજમાં જ જવાબ દીધો.

સ્વર્ણેંદુએ બાડી નજરે ગુણકાને પાછો કંઇ ઇસારો કર્યો.

સંખ્યાબંધ વીંટીઓવાળી આંગળીઓ વડે હોઠ દાબી ગુણકા ખડખડ હસી પડી. પછી શુદ્ધ બંગાળીમાં તે બોલી, "બાબુસાહેબ, જાઓ છો કેમ ? બેસો."

જયંતે જવાબ દીધા વગર ગુણકાના મોં સામું જોયું—તે શરમાઇ ગયો. ગુણકાની બે આંખની પ્રખર દ્રષ્ટિની ઝાળ જાણે તેના આખા શરીરને બાળી નાંખતી હોય એમ તેને લાગ્યું.

ગુણકાએ ઝડપથી તેની પાસે જઇ ટપ દેતો કે તેનો હાથ ધર્યો અને ગાયનના સૂરમાં કહ્યું,

"આજ મયેં લડુંગી,
પિયાકો જાને ન દેઉંગી !"

જાણે ઝેરી સાપ ઓચિંતો હાથ ઉપર આવી પડ્યો હોય તેમ વીજળીવેગે ગુણકાનો હાથ જોરથી તરછોડી જયંત એક ડગલું પાછળ હઠયો. થરથરતા એ હોઠ ફૂલાવી અભિમાનના સૂરે ગુણકાએ કહ્યું, "બાબુસાહેબ, મારૂં શરીર બહુ નાજુક છે— તમે મને ઇજા કરી છે."

જયંત જ્યાં ઉભો હતો, ત્યાં જ ધબ કરતો ફસડાઇને બેસી ગયો. તેનું આખું શરીર પરસેવે તરબોળ થઇ ગયું હતું.

તે જ હાલતમાં તે બેભાન જેવો ક્યાં સુધી બેસી રહ્યો તેની તેને ખબર પડી નહિ. જ્યારે તે હોશમાં આવ્યો, ત્યારે સારંગીવાળો અને તબલચી પોતપોતાનાં વાજિંત્રો વગાડતાં હતાં અને ગુણકા પગમાં ઘૂઘરી પહેરી નાચતી નાચતી ગાતી હતી—

"કયસે ભરૂં મય
જલકી ગાગરિયા !"

જયંત મનમાં ને મનમાં પોતાને ધિક્કાર દેવા લાગ્યો—છિઃ, છિઃ, આ તેણે શું કર્યું? સ્વર્ણેંદુ માટે તેને સારો અભિપ્રાય નહોતો એ વાત ખરી, પણ તે આટલો બધો સેતાન હશે, એવું તો તેણે સ્વપ્ને યે ધાર્યું નહોતું. તે તેને અહીં શા માટે લઇ આવ્યો હતો? એમાં તેનો શું સ્વાર્થ હતો? જયંતે ખૂબ વિચાર કર્યો, પણ આ સવાલોના જવાબ તેને જડ્યા નહિ.

આસ્તે આસ્તે તેણે ઉંચું જોયું. તે જ વખતે ગુણકાએ પણ આંખ મારી, મોં ઉપર હાસ્ય પાથરી, ચપળ ચરણ સાથે સમસ્ત દેહને ઠમકઠમક નચાવી બીજું એક ગાયન ધર્યું—

"હમારા જોબન નહિ માને પિયા વિના—"

પલકવારમાં જયંત ઉઠી ઉભો થયો અને દોડતો કે ઓરડામાંથી બહાર નીકળી ગયો. ત્યાંથી દાદરનાં ત્રણત્રણ ચચ્ચાર ફાલકાં એક સામટાં કૂદતો કૂદતો નીચે ઉતરી તે સીધો રસ્તામાં જઇ ઉભો.

રસ્તામાંથી તેણે ઉપર નજર કીધી. ગુણકાનું ગાયન બંધ થયું હતું અને સ્વર્ણેંદુ બારીએ ઉભો ઉભો તેના તરફ જોઇ મોટેથી હસતો હતો.

તેના તરફ જમણા હાથની મુક્કી ઘુમાવતાં ઘુમાવતાં જયંતે કહ્યું, "હસી લે, બચ્ચાજી, આજે હસી લે. જ્યારે પાછા મળશું ત્યારે તને હસવાની ફુરસદ નહિ મળશે—તે વખતે તું મારા પગ તળે પડીને રડશે !"

ઉપરથી જોડાની એક જોડ નીચે નાંખી સ્વર્ણેંદુ બોલ્યો, "આ જોડા તમારા જેવાને છૂટા મારવા સિવાય અમને બીજા કોઇ કામમાં આવે તેમ નથી. માટે, તમે મૂકીને ચાલી ગયા તો પણ અમે તેનો સ્વીકાર કરી શકતાં નથી ! સાહેબ મહેરબાન, આવજો !"



કાગળ લઇ આમ તેમ ફેરવીને જોયા પછી જગતબાબુએ પૂછ્યું, "અલ્યા કોનો કાગળ છે? ક્યાંથી આવ્યો?"

"કોઇ માણસ આવીને આપી ગયો. કહેતો હતો કે જરૂરનો કાગળ છે."

હૂકાની નળી મૂકી દઇ જગતબાબુ બેઠા થયા. પછી ટેબલ ઉપરથી ચશ્માનું ઘર લઇ તે ઉઘાડી તેમણે જોયું તો અંદરથી ચશ્મા ગેબ! આણીગમ તેણીગમ નજર ફેરવી, પણ ચશ્મા ક્યાંય જણાયા નહિ.

"માણકા!"

"જી!"

"મારા ચશ્મા ક્યાં ગયા?"

"તે હું શું જાણું, શેઠ?"

"જો, નીચે પડી બડી તો નથી ગયા?"

માણેક ટેબલ, ખુરશી, સોફા વગેરે બધું તળે ઉપર કરી શોધ્યા પછી કહ્યું, "ચશ્મા નથી, શેઠ!"

"નથી તો ક્યાં ગયા?" જગતબાબુ હવે ખફા થયા.

"હું શું જાણું, શેઠ?"

"તું નહિ તો કોણ, તારો બાપ, જાણે છે? જોતો નથી કાગળ જરૂરી છે તે? 'હું શું જાણું' કહ્યું એટલે પતી ગયું? લાવ, ચશ્મા લાવ."

"મારી પાસે નથી, શેઠ."

"અલબત છે! નથી કેમ? ખોખું ટેબલ ઉપર અને ચશ્મા ઉડી જાય? ચશ્માને પાંખ આવી—નહિ?"

લાચાર બની માણેક મોં કુમળાવી માથું ખજવાળવા માંડ્યું.

જગતબાબુનો પારો ધીમે ધીમે ચઢતો ગયો. તે રાડ પાડી બોલ્યા, "પાજી, ચોર, હરામખોર! કહેવું નહિ, કરવું નહિ—ને આંખ

આગળથી ચશ્મા લઇને પસાર ! ધોળે દિવસે ધાડ ? લાવ મારા ચશ્મા !"

"પણ, શેઠ, મેં લીધા હોય તો આપું કેની ?"

જગતબાબુ સોફા ઉપરથી ઉઠી તડૂક્યા, "આમ ફડ દેતો કે એક તમાચો મારીશ કેની, તો તારૂં માથું જ ફેરવી નાંખીશ ! બસ એકની એક વાત—બહુ ચાલાકી કરતાં શીખ્યો છે, કેમ ?"

દયામણે મોંઢે માણકાએ જગતબાબુના મોં સામું જોયું—જોતાંની સાથે જ તે બોલી ઉઠયો, "અરે શેઠ, ચશ્મા તો તમારા કપાળ ઉપર છે!"

કપાળે હાથ ફેરવી જગતબાબુએ જોયું, વાત સાચી હતી ! હવે જ તેમને યાદ આવ્યું કે પેપર વાંચી રહ્યા પછી ચશ્મા નાક ઉપરથી ઉંચા કરી તેમણે કપાળ ઉપર રાખ્યા હતા !

જગતબાબુ ચાટ પડી બોલ્યા, ' માણકા, તું કંઇ મનમાં ના લાવતો, ભાઇ !

માનીતા નોકર માણેકચંદનું ચઢી વાગ્યું. લાગ મળેલો જોઇ રડવા જેવું મોં કરી તે બોલ્યો, "પણ, શેઠ, તમે મને ચોર કહ્યો !"

"મારી ભૂલ થઇ, માણકા, ભૂલ થઇ ગઇ. વારૂ, વારૂ, ઉભો રહે," કહી ખિસ્સાંમાં હાથ ઘાલી ત્રણ રૂપીઆ કાઢી જગતબાબુએ ખણખણ કરતા તેની તરફ ફેંક્યા !

આ ત્રણ રૂપીઆ તેને બક્ષિસ મળ્યા હતા, એ વાત માણકાને કહેવી પડે તેમ નહોતું; કારણ, જગતબાબુ તરફથી આવી બક્ષિસ તો તેને અવારનવાર મળતી હતી—ધમકી, છડછાપટ, અને બક્ષિસ દેવામાં જગતબાબુ જેટલો ઉદાર માણસ બીજો મળવો મુશ્કેલ હતો.

ચશ્મા પાછા નાકની દાંડી ઉપર લાવી જગતબાબુએ કાગળ લીધો. તેમાં લખેલું હતું—

"જગતબાબુ,

તમે જેના હાથમાં કન્યાદાન દેવા ધારો છો, તે જયંત સ્વભાવે

નીચ અને ચાલચલગતનો ખરાબ છે. તમે તેને તમારા ઘરમાં છૂટથી આવવા દો છો, પણ તેને એક ગણિકા સાથે ખૂબ ઘરોબો છે, એ વાતની તમને ખબર હોય એમ જણાતું નથી. ઘણોખરો રોજ સાંજે તે એ ગણિકાને ઘેર જાય છે. ખાતરી કરવી હોય તો અબઘડી નં—, બૌબજાર સ્ટ્રીટમાં તે ગણિકાને ત્યાં જશો તો જયંત તેના ઘરની બારીએ બેઠેલો જોવામાં આવશે."

કાગળમાં લખનારનાં નામ ઠામ નહોતાં.

જગતબાબુ હાથમાં કાગળ ધરી જડ જેવા બેસી રહ્યા.

એ પણ શું બનવાજોગ હતું ? જયંત—જેના સ્વભાવમાં, કામકાજમાં, વર્તનમાં કે વાતચીતમાં તેમણે આજ સુધી એક પણ ખામી જોઇ નહોતી, તે શું—તે શું—છટ્, છટ્, એ બને જ નહિ.

"ના," જગતબાબુ મનમાં જ બોલી ઉઠયા, "એ વાત જૂઠી—સરિયામ જૂઠી !"

પણ ત્યારે આ શું લખ્યું છે ? "અબઘડી નં—, બૌબજાર સ્ટ્રીટમાં તે ગણિકાને ત્યાં જશો તો જયંત તેના ઘરની બારીએ બેઠેલો જોવામાં આવશે !"

પોતે આ વાત માનતા નહિ હોય તેમ હસતા હસતા જગતબાબુ બબડયા, "આ કોઇ બદમાસનાં કારસ્તાન છે. એવી નનામી ચિઠ્ઠી ઉપર ધ્યાન આપવામાં સાર નથી." થોડીવાર વિચાર કરી પાછા બબડયા, "પણ એકવાર જઇને જોઇ આવવામાં હરકત શી છે ? ખરૂં ખોટું માલૂમ તો પડે ! મનમાં ખાલી ધોકો તો ન રહી જાય !"

કાગળ વાળીને પરબીડામાં પાછો મૂકતાં મૂકતાં જગતબાબુએ હાક મારી, "માણકા !"

માણેકચંદ તે વખતે બીજા નોકરોની વચ્ચે ભોંય ઉપર પલાંઠો મારી બેઠો બેઠો શેઠના ચશ્મા 'ચોરાયા'ની અને પરિણામે તેને મળેલી

બક્ષિસની કથા રસભરી ભાષામાં કહી સંભળાવતો હતો—શેઠનો અવાજ સાંભળી તેણે જવાબ દીધો, "જી!"

"જલદી ગાડી જોડવા કહે."

"વારૂ, જી!"

જગતબાબુ પૂરા અણવિશ્વાસની લાગણી સાથે ગાડીમાં બેઠા. પણ, બૌબજાર સ્ટ્રીટમાં પહોંચ્યા પછી સઇસે જ્યારે નંબર જોઇ ગણિકાના ઘર આગળ ગાડી ઉભી રાખી, ત્યારે ઉપરથી ગાયનનો અવાજ સાંભળી ડોકું બહાર કાઢી તેમણે જે દેખાવ જોયો, તેની તેમણે સ્વપ્ને પણ વકી રાખી નહોતી.

વીજળીની બત્તીના ઉજાસમાં રસ્તામાંથી માળ ઉપરના ઓરડાની અંદરનો કેટલોક ભાગ સુદ્ધાં સ્પષ્ટ દેખાતો હતો. ત્યાંથી કોઇ સ્ત્રી ગાતી હોય તેવો તથા તે સાથે વાજિંત્રોનો અને પગની ઘૂઘરીનો અવાજ નીચે સુધી સંભળાતો હતો, અને તેજ ઓરડાની એક બારી આગળ બેઠેલો હતો—જયંત!

જગતબાબુએ આંખો ચોળી ફરીથી જોયું—હા, ચોક્કસ, એ જયંત જ હતો. તેમની આંખો બળવા લાગી. ખોખરે અવાજે તેઓ બોલ્યા, "એઇ! ગાડી ફેરવ!"



# સોળ

કોઇ એક માસિકમાંથી સ્વરલિપિ જોઇ ઇંદુલેખા એક નવું ગાયન હાર્મોનિયમ ઉપર ઉતારતી હતી, તેવામાં જોરથી ધક્કો મારી બારણું ખોલી જગતબાબુ તેના ઓરડામાં આવ્યા.

" એ શું, બાપા ? આમ ધબોધબ બારણાં તે કોઇ અફાળતું હશે ? હું કેટલી બધી બીધી !"

"વાજું બંધ કર, ઇંદુ !"

તેનો ખખડાવનારો અવાજ સાંભળી ઇંદુલેખાએ ચુપચુપ વાજું બંધ કરી દીધું.

" માણસ આટલો બધો કપટી અને નીચ હોય, એ તો મેં આજે જ જાણ્યું !"

" શું થયું છે, બાપા ?"

" મારૂં કપાળ થયું છે ! સાળા દુનિયામાં કંઇ લોક છે!"

" તમે કોની વાત કરો છો ?"

જગતબાબુ લથડતે ટાંટિયે ઓરડામાં આંટા મારતા મારતા એકલા એકલા જ બબડવા લાગ્યા, "બીજા થોડા દિવસમાં તો છોકરીને રસ્તામાં બેસવાનો વખત આવતે ! ભગવાને ઠીક બચાવી લીધાં !"

ઇંદુલેખાની છાતી ઉછળવા લાગી. તેને કોઈ અશુભ આશંકા થઇ. કાકલૂદીભર્યા અવાજે તે બોલી, " બાપા, તમને પગે લાગું— શું થયું છે, તે તો કહો. "

" એકાએક ઇંદુની પાસે જઇ તેની સામે ઉભા ઉભા ગંભીર સ્વરે જગતબાબુએ કહ્યું, ' ઇંદુ, જયંત જોડે તારાં લગ્ન થવાં અસંભવિત છે !"

અસંભવિત ? કેમ ? કશું સમજ નહિ પડવાથી બાપના મોં

સાસું ટગરટગર જોતી ઇંદુ ચૂપ બેસી રહી.

"જાણે છે, જયંત ખરાબ સ્ત્રીઓને ત્યાં જાય છે, તે દુરાચરણી છે ?"

ઇંદુનો શ્વાસ રુંધાઇને તેની છાતીમાં જ બેસી ગયો. તેને પોતાના કાનનો ભરોસો પડયો નહિ. તે એકદમ બોલી ઉઠી, "બને જ નહિ, બાપા, એ જૂઠી વાત."

"જૂઠી વાત ? તું શું મને જૂઠો કહેવા માગે છે, ઇંદુ ? અત્યારઘડી હું મારી સગી આંખે જોઇ આવ્યો, તે શું જૂઠું ?"

ઇંદુનો ચહેરો રૂની પૂણી જેવો સફેદ થઇ ગયો. એક ખુરશી ઉપર ઢળી પડી હાંફતી હાંફતી તે બોલી, "તમે જોઇ આવ્યા ? તમે ?"

"હા, હું—હું ! જયંત દુરાચારી છે—તેની સાથે તારાં લગ્ન ? કદી નહિ, ઇંદુ !" કહી જગતબાબુ લથડતે પગે ત્યાંથી ચાલ્યા ગયા.

ઇંદુ થાંભલા જેવી સ્થિર બની ત્યાં બેસી રહી.

બહાર અંધકારથી છવાયેલાં મહેલો જેવાં મકાનો ઉપર ચાંદરણું પડવા માંડયું હતું. તેના ઝાંખા ઉજાસમાં બાગમાંથી અંધકારનો પડદો ધીમે ધીમે સરી જતો હતો. ઇંદુના ઓરડાની બારીની સામે જ એક બકુલવૃક્ષ થરથર કાંપતું આકુળ સ્વરે મર્મર અવાજ કરતું હતું.

"બહેન, જમવા ચાલો," ચાકરે ઓરડામાં આવીને કહ્યું.

તેનો અવાજ સાંભળી ઉંઘમાંથી ઝબકી ઉઠી હોય તેમ ઇંદુ ચમકી. ચાકરને ધમકાવીને તેણે પૂછ્યું, "શું છે ?"

"જમવા ચાલો."

'જા, નીકળ ! મારે નથી જમવું !"

નોકર બિચારો મૂગો મૂગો ચાલ્યો ગયો.

ઇંદુ કેટલોક વખત સુધી તેમની તેમ ત્યાં બેસી રહી. પછી ધીમે ધીમે ઉઠી બારણાં અંદરથી બંધ કરી તેણે બત્તી બૂઝવી નાંખી. તો પણ ઓરડામાં અંધારૂં થયું નહિ—મસ્તીખોર છોકરી

જેવી હસતી રમતી જ્યોત્સ્ના બહારથી આવી તેના ઓરડામાં ફરી વળી હતી.

ઈંદુએ એક પછી એક બધી બારીઓ બંધ કરી બહારના તમામ ઉજાસને ઓરડામાં આવતો બંધ કર્યો. બહાર નાચતી, ગાતી, મજા કરતી ચાંદની, અંદર કેવળ શાંત, ઉજડ, ગાઢ અંધકાર!

તે અંધકાર તેના શ્વાસની ઉની વરાળથી તપી ગયો, અને તેની આંખના પાણીથી પલળી ગયો.

*        *        *

ઈંદુ પાસેથી નીકળી જગતબાબુ સીધા દીવાનખાનામાં ગયા. ત્યાં રોજની માફક બેઠક બરાબર જામેલી હતી. વચ્ચોવચ, એક ગોળ માર્બલ-ટૉપ ટેબલ આગળ બેસી, ચાર જણા બ્રિજ રમવામાં મશગુલ બન્યા હતા; એક ખૂણામાં કૈલાસબાબુ અને એવની સામસામા બેસી શેતરંજ રમતા હતા.

જગતબાબુને આવતા જોઇ કૈલાસબાબુ બોલ્યા, "હલો! અત્યાર લગી કયાં હતા?"

"ઘરમાં," કહી ટૂંકામાં પતાવી જગતબાબુ એક ખુરશી ઉપર ફસડાઇ પડયા. બહારના માણસો બધા રમતમાં એટલા બધા લીન થયા હતા કે જગતબાબુના ચહેરામાં થયેલા ફેરફાર ઉપર કોઇનું પણ ધ્યાન ગયું નહિ.

માણેક આવી હૂકા ઉપર ચલમ બેસાડી ગયો.

તે જ વખતે જયંતે દાખલ થઇ જગતબાબુને નમસ્કાર કર્યા.

જગતબાબુ તેની જ રાહ જોતા હતા. તેને જોતાં જ તેઓ ખુરશીમાંથી ઉઠી ઉભા થયા.

નમસ્કાર કરી જયંત ઘરમાં ચાલી જતો હતો. તે જોઇ જગતબાબુ ગંભીર સ્વરે બોલ્યા, "જયંત, ઉભો રહે."

જયંત પાછો ફરીને ઉભો રહ્યો.

"જો, જયંત," જગતબાબુએ આગળના જેવા જ સ્વરે કહ્યું, આજ પછી તારે મારા અંતઃપુરમાં જવું નહિ."

"શું બોલ્યા, સુરબ્બી ?" જયંતે અજબ થઇ પૂછ્યું.

"આજ પછી તારે મારા અંતઃપુરમાં જવું નહિ," જગતબાબુએ જરા તાણીને કહ્યું.

"તમે—તમે આ પ્રમાણે કહો છો ?"

"હા. દુરાચરણીને મારા અંતઃપુરમાં જવાની મનાઇ છે."

જયંતનું મોં પીળું પડી ગયું. તેને વિચાર આવ્યો, "ત્યારે શું જગતબાબુ—"

"તું આવો ખરાબ હશે, એમ હું જાણતો નહોતો. અરે રે, જેને મેં સરળ હૃદયથી મારા અંતઃપુરમાં જવા દીધો, તે માણસ હલકી નીતિની સ્ત્રીઓને ઘેર જઇ—"

"જગતબાબુ," જયંત ગુસ્સે થઇ વચમાં જ બોલી ઉઠ્યો, "તમારે જે કંઇ કહેવું હોય તે મને ખાનગીમાં કહો."

"કંઇ જરૂર ? મેં જાણી જોઇને જ બધાના દેખતાં આ વાત કાઢી છે. ચોરીછૂપી મને પસંદ નથી. દશ જણની વચ્ચે હું તને ઉઘાડો પાડવા માગું છું. આજથી તું અહીં મારા દીવાનખાનામાં બીજા બધા લોકની માફક ખુશીથી આવજે, તેનો મને વાંધો નથી—પણ મારા ઘરના અંદરના ભાગમાં તારે જવું નહિ."

રમત પડતી મૂકી સૌ કોઇ ડાચાં વકાસી આ "ત્રણપાંચ" સાંભળી રહ્યા હતા.

તેમાં અવનીનો ચહેરો ખાસ જોવાજોગ હતો. અજાયબી, તિરસ્કાર અને આનંદ, એ ત્રણ લાગણીની ભેગી અસરથી તેનો ચહેરો એવો વિચિત્ર બન્યો હતો કે તે એક સારા ચિત્રકારને આદર્શ તરીકે અનયાસે કામ લાગે !

સઘળા તરફ ગુસ્સાભરી એક નજર નાંખી જયંત બોલ્યો;

"જગતબાબુ, વગર કારણે તમે આમ મારું અપમાન કરો છો તે ઠીક કહેવાય નહિ—એકવાર મારો ખુલાસો સાંભળી લો."

"વગર કારણે? તું શું એમ કહેવા માગે છે કે આ બધી વાત મેં તને કારણ વગર કહી છે?"

"અલબત. હું નિર્દોષ છું."

"શું? જૂઠું બોલે છે? મેં મારી સગી આંખે તને વેશ્યાના ઘરમાં બેઠેલો જોયો છે!"

"જોયો હશે. પણ તેથી કંઇ એમ નથી ઠરતું કે—"

"બસ—મારે વધારે વાત સાંભળવી નથી."

"જગતબાબુ,—"

"ચૂપ! તારું કપટ અસહ્ય છે—મારી ધીરજની યે હદ છે."

એક હાય નાંખી જયંત બોલ્યો, "ઠીક, હું જાઉં છું. પણ યાદ રાખજો કે આજે તમે મારું જે અપમાન કર્યું છે તેને માટે તમારે પાછળથી પસ્તાવું પડશે. હું તદ્દન નિર્દોષ છું," કહેતાં કહેતાં જયંતની આંખમાં આંસુ આવી ગયાં; પણ તરત જ સાવધ બની તે ત્યાંથી ચાલ્યો ગયો.

બીજા બધા થોડીવાર ગુપચુપ બેસી રહ્યા. આખરે અવનીએ ચૂપકીદી તોડી કહ્યું, "કેવું અજબ જેવું! જયંતબાબુની ચાલચલગત આવી ખરાબ!"

હૂકાની નળી હાથમાં લેતાં લેતાં કરડા તેમ જ ગુસ્સાભર્યા અવાજે જગતબાબુએ કહ્યું, "રહેવા દો, કોઇની પીઠ પાછળ ટીકા કરવાની જરૂર નથી—બીજી વાત કરો."

અવની વધુ કશું નહિ કહેતાં મૂછમાં હસતો હસતો પાછો શેતરંજ રમવા મંડયો—જયંતને થયેલા અપમાનથી આજે તેને જેટલો આનંદ થયો તેટલો ત્યાં હાજર રહેલાઓમાંથી બીજા કોઇને થયો નહોતો.

# સત્તર

ધીમે, લથડતે પગે, ઘરમાંથી બહાર નીકળી જયંત જ્યારે રસ્તામાં જઇને ઉભો, ત્યારે ક્રોધ, દુઃખ અને અપમાનને લીધે તેને હ્રસ્વદીર્ઘનું ભાન રહ્યું નહોતું. ભૂલા પડેલા માણસની માફક ધૂનમાં ને ધૂનમાં જે મળ્યો તે રસ્તે તે ગયો. એવી રીતે ઘણો વખત સુધી તે એક રસ્તેથી બીજે રસ્તે રખડયો—કેટલીય વાર આવતા જતા માણસો સાથે અથડી પડી તેમની ગાળો ખાધી, એકવાર તો એક ગાડીના રસ્તામાં આવી જવાથી ગાડીવાળાએ ચાબુક મારી તેને શરીરે સોળ પાડયા, તો પણ તેણે કોઇને તુંકારો સરખો યે કર્યો નહિ. તેની અક્કલ તેમ જ લાગણીઓ આજે બહેર મારી ગઇ હતી.

મોડી રાતે ટાવરનું ઘડિઆળ જાણે કંઇ ખરાબ સ્વપ્નામાંથી જાગી ઉઠયું હોય તેમ એકાએક ચીંચવાઇ ઉઠયું. તે વખતે રસ્તામાં કાળું ચલિયું પણ જણાતું નહોતું—ફક્ત એક ફાનસના થાંભલાને અઢેલી કોઇ એક છોકરો જેમ તેમ કરી ઉભો ઉભો દારૂની ઘેનમાં ઝોકાં ખાતો હતો; ગાડીના અવાજથી ઝબકી ઉઠી તે લવારો કરવા લાગ્યો, "એઇ, બૂમ ના માર, બૂમ ના માર, જરાક જ પીધો છે, તે હમણાં ઉતરી જશે !" બોલતો બોલતો તે થાંભલો ધરી રસ્તા ઉપર જ લાંબો થઇને પડયો.

તે જોઇ જયંતને ભાન આવ્યું. તે સમજ્યો કે રાત ઘણી ગઇ હતી, અને ઘેર ભજહરિ તેની રાહ જોતો જાગતો બેઠો હશે. આમ ગાંડાની માફક રસ્તે રસ્તે રખડીને મરવાથી શું લાભ ?—તરત પાછો ફરી તે ઘર તરફ ચાલવા લાગ્યો.

જયંત એટલું તો સમજી શક્યો કે તેની વિરૂદ્ધ કાવતરૂં

રચાયું હતું. નહિ તો સ્વર્ણેંદુ આજે તેને ખાસુખા વેશ્યાને ઘેર શું કામ લઇ ગયો ? અને જગતબાબુને પણ એ વાતની આટલી વહેલી ખબર શી રીતે પડી ? પણ એમાં સ્વર્ણેંદુનો શું સ્વાર્થ ? જરાક વધારે વિચાર કરી જોતાં તેને લાગ્યું કે એમાં અવનીનો પણ હાથ હોવો જોઇએ. અવની ઇંદુને પરણવા માગતો હતો, અને પોતે તેના માર્ગમાં કંટકરૂપ હતો. માટે અવનીએ જ તેના મિત્ર સ્વર્ણેંદુની મદદથી આજે તેને આમ ફસાવવાનો તાગડો રચેલો હોવો જોઇએ. જેમ જેમ જયંત વિચાર કરતો ગયો, તેમ તેમ તેનો આ સંદેહ મજબૂત થતો ગયો—આજના બનાવનું મૂળ બેશક અવની જ હતો.

સારી રાતના ઉજાગરા પછી મળસ્કે જ્યારે જયંત રવેશમાં જઇને ઉભો, ત્યારે ધરણીના મોં ઉપરથી કાળી છાયાનો ઘૂમટો ખૂલવાની તૈયારીમાં હતો; પૂર્વમાં અરૂણના ગુલાબી પ્રકાશની ઝાંખી જ્યોત ક્ષિતિજ ઉપર દેખાવા માંડી હતી, અને શુક્રનો તારો નયન ખોલી કરૂણ નજરે પૃથ્વી તરફ જોઇ રહ્યો હતો.

મનમાં વિચાર કરતો કરતો જયંત રવેશમાં આંટા મારવા લાગ્યો

થોડાએક આંટા માર્યા પછી સવારની શીતળ હવાથી તેના થાકેલા પ્રાણને શાંતા વળી. આસ્તે આસ્તે જરૂખામાં પાછો જતો હતો, તેવામાં જગતબાબુના બાગમાં કોઇને જોઇ તે એકાએક ઉભો રહી ગયો.

હસ્નહાનાના લીલા મંડપ પાસે ઇંદુ પૂતળી જેવી સ્થિર ઉભેલી હતી.

ડૂબતો માણસ જેવી રીતે દૂરના નાવ તરફ તાકીને જુએ, તેવી જ રીતે જયંત પણ ઇંદુ તરફ તાકીને જોઇ રહ્યો.

જરૂર ઇંદુએ પણ પિતાને મોઢેથી બધું સાંભળ્યું હશે—આજે તેના હૃદયમાં તેને માટે કદાચ જરા જેટલું યે સ્થાન નહિ હશે—તેની નજરમાં તો આજે તે એક નીચ ધુતારો જ ઠરી ચૂક્યો

હશે—આવા આવા વિચારોથી જયંતના પ્રાણ હા-હા કરી ઉઠયા.

તે પછી તેણે તરત જ વિચાર કર્યો, "નાહક આ કલંકનો બોજો માથા ઉપર રાખી જીંદગી ભરની શાંતિ શા માટે ખોઉં ? બિચારી ઇંદુને શું ખબર કે બદમાસોના કાવાદાવાને લીધે મારી આ બદનામી થઇ છે ? હું જો બધી વાત તેને ખુલ્લેખુલ્લી કહું તો શું તે નહિ માનશે ? હું શું તેની નજરમાં એટલો બધો હલકો પડી ગયો હોઇશ ?"

જરા વાર વધારે વિચાર કરી જયંતે નિશ્ચય કર્યો—તે જ ઘડી ઇંદુ પાસે જઇ બધી વાતનો તડ ને ફડ ખુલાસો કરી નાંખવો—ઇંદુને જોઇએ તો માને, જોઇએ તો ન માને.

તે તરત જ માળ ઉપરથી નીચે ઉતર્યો.

બાગનો ઝાંપો સવારે એટલો વહેલો ખોલવામાં આવતો નહોતો. કઠેરામાંથી જયંતે જોયું, ઇંદુ હજી તેવી ને તેવી જ રીતે તેની તે જ જગાએ ઉભેલી હતી. 30851

બીતાં બીતાં જયંતે ધ્રૂજતે સ્વરે બૂમ મારી, "ઇંદુ !"

ઇંદુએ ચમકીને પાછળ જોયું. જયંતને આટલો વહેલો ત્યાં જોવાની તેણે વકી રાખી નહોતી. બધું ભૂલી જઇ રોજની માફક હસતે ચહેરે વહેલી વહેલી તે કંઇ બોલવા તો ગઇ પણ, ગઇ કાલની વાત સાંભરી આવતાં, તેના બોલ તેના મોંમાં જ અટકી ગયા. શરીર સંકેલી તે શાંત ઉભી રહી.

"ઇંદુ," જયંતે કહ્યું, "કંઇ વાત કહેવી છે—દરવાજો ઉઘાડ."

શું કરવું તે ઇંદુને સૂઝ પડયું નહિ. તે જાણતી હતી કે જયંતને મળવા-કરવાથી તેના પિતા ગુસ્સે થશે; છતાં જયંત તેની નજર સામે જ બારણેથી પાછો જાય તે તેનાથી કેમ ખમાય ?

ઇંદુને આનાકાની કરતી જોઇ જયંત બધું સમજી ગયો. તેના મનમાં અભિમાન ઉભરી આવ્યું. તેણે કટાક્ષમાં જ કહ્યું,

"જરૂર નથી, ઇંદુ. હવે મારે કંઇ કહેવું નથી—નદીમાં શેવાળ તણાઇ આવે તેમ હું તમારી વચમાં તણાઇ આવ્યો હતો, તણાતો તણાતો આગળ ચાલ્યો જઇશ—હું તમારો કોણ ?"

મનનું દુઃખ મનમાં દાબી રાખી ઈંદુ કાકલૂદીભર્યા અવાજે બોલી, "જયંતબાબુ ! જયંતબાબુ !"

તેના બોલવા ઉપર ધ્યાન દીધા વગર જયંતે આગળ ચલાવ્યું, "તારા બાપે મને અન્યાય કર્યો છે, તેની સાથે તું પણ શું મારૂં સાંભળ્યા વગર મને કૂતરાબિલાડાની માફક—"

દુઃખથી ઇંદુની છાતી ફાટ ફાટ થવા લાગી. જયંત વાક્ય પૂરૂં કરે તે પહેલાં જ તે બોલી ઉઠી, "સબૂર ! એવી વાત કહી મને સતાવો નહિ. અંદર આવો—હું દરવાજો ઉઘાડું છું."

દરવાજો ઠેલી જયંત અંદર દાખલ થવા જતો હતો ત્યાં તો એકાએક ઉપરથી કરડાકી ભર્યો અવાજ આવ્યો, "ઇંદુ, ખબરદાર !"

બેઉ જણે ચમકીને ઉંચે જોયું—જગતબાબુ કઠેરા પર ભાર દઇ રવેશમાં ઉભા હતા—ગુસ્સાથી તેમનું આખું શરીર ધ્રૂજતું હતું.

પૂર્વ ક્ષિતિજ ઉપર સૂરજ ઉગી ચૂકયો હતો. છતાં ઇંદુને ચારે તરફ અંધકાર, કેવળ અંધકાર, સિવાય બીજું કશું દેખાયું નહિ. નીચી મુંડી કરી લકવો થયો હોય તેમ તે અક્કડ ઉભી રહી.

"જયંત," ઉપરથી જગતબાબુનો સાદ આવ્યો, "બીજી બધી વાતે તું ગમે તેવો હશે, તો પણ તું ગૃહસ્થ છે એવું તો હું ચોક્કસ માનતો હતો."

જયંત વધુ વખત થોભ્યો નહિ—ગઇ કાલના અપમાન પછી તરત જ થયેલા આ બીજી વારના અપમાનથી પાગલ બની તે ત્યાંથી ઝડપી પગલે ચાલ્યો ગયો.

× + +

જયંત જ્યારે ઘરમાં દાખલ થયો ત્યારે તેનું લોહી ગરમ થઈ ગયું

બધું ઉકળી આવ્યું હતું કે તેનું આખું શરીર જાણે ભજિયાંની માફક કકડતા તેલમાં તળાતું હોય એમ તેને લાગ્યું.

અવશ બની તે પથારીમાં સૂઇ ગયો અને તેવી જ હાલતમાં કેટલીક વાર સુધી આંખો મીંચીને પડી રહ્યો. ધીમા, ઉંડા શ્વાસથી તેની છાતી ફૂલી ફૂલીને ઉપર આવતી હતી.

થોડી વાર પછી તે એકદમ બેઠો થઇ ગયો અને બેઉ હાથની મુઠ્ઠીવાળી ખોખરા અવાજે બોલી ઉઠયો, "ના, એમ ચૂપ બેસી રહું તે ઠીક નથી. અબઘડી પાછો જગતબાબુ પાસે જાઉં, તેને જોઇએ તો છોકરીનું કન્યાદાન મને દે, જોઇએ તો ન દે, પણ જઇને તેને સમજાવું તો ખરો કે હું કોઇ પણ રીતે દોષિત નથી."

તે દાદર ઉતરતો હતો, ત્યાં તો હાથમાં તારનું પરબીડું લઇ ભજહરિ સામો મળ્યો. મુરતમાં જ વધ્ન નડવાથી જયંતનો જીવ કચવાયો.

"કીકા, તારા નામનો તાર છે," ભજહરિએ કહ્યું.

"તાર ? કયાંથી આવ્યો ?"

"તારી માફક હું પણ પંડિતનું પૂછડું હોત તો તારા સવાલનો જવાબ આપતે. લે, તું જ વાંચ."

તારનું પરબીડું ફોડતાં ફોડતાં જયંતનો હાથ ધ્રૂજવા લાગ્યો— કારણ, બંગાળીને ત્યાં તારમાં સારા સમાચાર જવલ્લે જ આવે છે.

તાર ટૂંકો હતો—

"અન્નપૂર્ણા મરી ગઇ."

"ઓ મારી મા રેએએએ !" કરી મોટેથી પોક મૂકી માથે હાથ દઇ જયંત ત્યાં જ ફસડાઇને બેસી ગયો. અપમાન, ઇંદુ, જગતબાબુ, બધાંની વાત હાલ તરત તો તેના મગજમાંથી ભુંસાઇ ગઇ.

ભજહરિ સમાચાર સાંભળવા આતુર થઇ રહ્યો હતો—જયં-

તને રડતો જોઇ તેના હોશકોશ ઉડી ગયા. થોડી વાર જયંત સામું ટગર ટગર જોઇ તે દુ:ખી અવાજે બોલ્યો, "કીકા, શું થયું છે, ભાઇ? તું આમ રડે છે કેમ? બોલ, ભાઇ, જલદી બોલ."

જયંત મોટેથી રડતો રડતો બોલ્યો, "ઓ ભજા, મા મરી ગઇ રે એએએ!"

"હેં! મા મરી ગઇ? મા?" ભજહરિ થંભ થઇ ગયો.

બચપણમાં, નાનપણમાં, મોટપણમાં જયંતે અન્નપૂર્ણાને જુદે જુદે રૂપે જોઇ હતી. તેનું હૃદય અન્નપૂર્ણાના સ્નેહથી, જતનથી, પ્રેમથી છલાછલ ભરેલું હતું—એ બધી વાત એક પળમાં આકાર ધરી તેની આંખો સામે વીજળીની માફક રમત કરી ગઇ. અન્નપૂર્ણાના મોંમાંથી ગમે તેટલા કડવા બોલ નીકળતા, તો પણ જયંત માનતો હતો કે તે જ તેની કરૂણામય જનની હતી—તે સાવકી મા નહોતી—તેને પગે દુ:ખ થાય એ બીકે તે બિચારી પોતાની છાતી પાથરી દેતી—હસતી હસતી, રમતી રમતી! પોતીકા છોકરા ઉપર તો બધી મા હેત રાખે, પણ કઇ મા પારકા છોકરાને પોતીકો ગણી તેની ઉપર આટલું બધું હેત રાખે છે? આવી હેતાળ માને તેણે સાવકી કહી ગાળો દીધી હતી! કદાચ તે ગાળે જ અણિયાળાં તીરની માફક માની છાતી વીંધી નાંખી હોય! કદાચ તે ઘા ન ખમાવાથી જ તે આજે તેને છોડીને ચાલી ગઇ હોય!

"ભજા," ડચકાં ખાતો ખાતો જયંત બોલ્યો, "મારે પાપે જ મા મરી ગઇ. ઓ ભજા, મેં માને મારી નાંખી રે!" કહી તેણે બેઉ હાથે જોરથી કપાળ કૂટ્યું.

"હવે એ બધી વાત યાદ કરી જીવ ના બાળ," આંખમાં આંસુ લાવી જયંતના બેઉ હાથ ધરી લઇ ભજહરિ બોલ્યો. "કોઇ કોઇને મારી શકતું નથી. એ બધા નસીબના ખેલ છે, ભાઇ, નસીબના ખેલ!"

જયંત ઉદાસ ભાવે દીવાલ તરફ જોતો બેસી રહ્યો.

"ફીકા," ભજહરિએ કહ્યું, "આજે ને આજે જ દેશમાં જવું જોઇએ, ભાઇ. ગાડી કેટલે વાગે જાય છે?'

"હવે દેશમાં જઇને શું કરીશ, ભજા ? ત્યાં છે કોણ ?"

"એમ કહેશે તે કંઇ ચાલશે નહિ, ભાઇ. માનું શ્રાદ્ધ કરવાનું છે, ગૌરીબહેન નાદાન છે, તે ત્યાં એકલી રડી રડીને અરધી થઇ જશે. તેની સંભાળ કોણ રાખશે ? તેનો ભાર પણ હવે તો તારે જ માથે, ફીકા !"

ગૌરીનું મોં યાદ આવતાં જયંતના પ્રાણ કંપી ઉઠ્યા—ગૌરી, ગૌરી ! શું મોઢું લઇને તે તેની પાસે જાય ?

પણ જવું તો જોઇએ—એ જ તેનું કર્તવ્ય હતું.

એક લાંબી હાય નાંખી દીવાલે અઢેલી અન્નપૂર્ણાનું મોં યાદ કરી કરી ડચકાં ખાતો જયંત ત્યાં બેસી રહ્યો.



## અઢાર

જગદીશપુર સ્ટેશને ટ્રેનમાંથી ઉતરી જયંતે એક બળદગાડી ભાડે કરી. સ્ટેશનથી તેનું ઘર દૂર હતું. અગાઉ તો અન્નપૂર્ણા તેને માટે ઘરની પાલખી સ્ટેશને મોકલી આપતી—તે કહેતી, "બળદગાડીની હલામણ મારા જયથી નહિ ખમાય !" આજે અન્નપૂર્ણા નહોતી—કોણ પાલખી મોકલે ? માની ખોટનો આજે

જયંતને પહેલવહેલો અનુભવ થયો.

ગામડાનો ધરેડવાળો રસ્તો મસ મોટા અજગરની માફક આડોઅવળો ચાલ્યો ચાલ્યો દૂર જંગલમાં ક્યાંક ભૂલો પડતો હતો. બેઉ બાજુ ભાતની ક્યારીઓ આછા હળદ રંગના તડકામાં અપૂર્વ શોભી રહી હતી. બળદગાદી ધીમે ધીમે ચાલવા માંડી. જયંત ગાડીમાં સૂઇ ગયો, ભજહરિ બેઠો બેઠો તેના પગ ઉપર હાથ ફેરવવા લાગ્યો.

પશ્ચિમમાં રાતા સમુદ્રમાં છેલ્લી ડૂબકી મારવા અગાઉ સૂર્ય ધરણીના શ્યામ મુખ તરફ છેલ્લી નજર નાંખતો હતો, તે વખતે ગાડી ગામને પાદરે જઇ પહોંચી. જયંત કાંસતો કુંસતો બેઠો થયો.

દૂર તેનું ઘર દેખાતું હતું. અગાઉ જ્યારે જ્યારે તે ગામ આવતો, ત્યારે ત્યારે ઘર નજરે પડતાં જ તેનું મન ઉલ્લાસમાં આવી જતું; પણ આજે ઘર જોતાં જ તેના પ્રાણ હાય હાય કરવા લાગ્યા. તેનું વહાલું જન્મસ્થળ, તેની નાનપણની સ્મૃતિઓનું મંદિર, અગાઉ જીવતું જાગતું આનંદભુવન હતું, આજે તે હતું—મૃત્યુ જેવું શાંત, સ્મશાન જેવું નિરાનંદ !

ગાડી ગામમાં દાખલ થઇ. એકાએક જયંતની નજર ઘરની એક બારી ઉપર પડી. જાણે પડદા ઉપર ચીતરેલી છબી હોય તેમ સ્થિર ઉભી ઉભી ત્યાંથી કોઇ છોકરી ગાડી તરફ મીટ માંડીને જોઇ રહી હતી. જયંતે તેને ઓળખી—તે ગૌરી હતી.

ગાડી જઇને ઘરના આંગણામાં ઉભી રહી.

આંખો ઉંચી કરી જયંતે જોયું—બારી આગળથી ગૌરી ચાલી ગઇ હતી.

ઘર સૂમસામ ! નોકરચાકર કોઇ નજરે પડતા નહોતા—દેવડીમાં અડ્ડો માંડી દરવાનો હમેશ બેસી રહેતા, આજે તેમનામાંનો એક જણ પણ ત્યાં જણાતો નહોતો ! ઘરની બારીઓ ઘણીખરી બંધ

હતી, આગલું બારણું પણ અંદરથી બંધ હતું—જોતાં કોઇને એમ જ લાગે કે ઘર જાણે ઘણા દિવસથી ઉજડ પડ્યું છે !

આ અસ્વાભાવિક નિર્જનતા તથા જીવનહીનતાને લીધે ઘર આબાદ ભૂતખાના જેવું લાગતું હતું.

ભજહરિ અજાયબીથી ડાચું વકાસી આમ તેમ જોવા લાગ્યો.

જયંતે બારણા ઉપર હાથ ઠોક્યો—એકવાર, બેવાર, ત્રણવાર, ! તે અવાજથી ચારે તરફની બિહામણી શાંતિમાં ભંગાણ પડ્યું, પરંતુ બારણું ઉઘડ્યું નહિ, જવાબ પણ કંઇ મળ્યો નહિ.

પાસેની આંબાવાડીમાંથી એક કબૂતરે છેલ્લા વિલાપના એક બે કરૂણ સૂર કાઢ્યા, પણ કોણ જાણે શા ભયથી તે તરત પાછું ચૂપ બની ગયું.

બંધ બારીબારણાં તરફ નજર કરી ભજહરિ બોલ્યો, “આ વળી શું નવાજૂની છે ? ઘરમાં કોઇ નથી કે શું ?”

“ગૌરીને બારીએ ઉભેલી મેં રસ્તામાંથી જોઇ હતી.”

“ત્યારે આમ કેમ ?”

“મને કશી સમજ પડતી નથી.”

તેવામાં બાગની બીજી તરફથી ખાંસીનો અને લાકડીના ઠોકાનો અવાજ આવ્યો.

“આ મુનીમજી આવ્યા,” ભજહરિ બોલી ઉઠ્યો, “પ્રણામ, મુનીમજી, તમને મારાં ઘણાં ઘણાં પ્રણામ !”

કાળીશંકર આસ્તે આસ્તે આગળ આવ્યો. ઉદાસ દિલે માથું ધુણાવતો ધુણાવતો તે બોલ્યો, “જય, હવે શા સારૂ આવ્યો, ભાઇ ? અહીં તો બધું ખલાસ થઇ ગયું છે.”

જયંતે આંસુભીની આંખે કાળીશંકર તરફ જોયું. તેની છાતીમાં માના વિયોગનું દુઃખ નવેસરથી ઉભરી આવ્યું. જેમ તેમ ઉભરો રોકીને તે બોલ્યો, “કાળાકાકા, એકવાર ખબર તો

આપવી હતી ? આવીને છેલ્લીવાર માનું મોં તો જોતે ?

"કેવી રીતે ખબર આપું, ભાઇ ? કોને ખબર એકાએક આમ બનશે ? નસીબનો જ વાંક કેની ? જાણે તો છે કે માને લાંબા વખતથી છાતીની બિમારી હતી—એ બિમારીએ જ આખરે તેનો જીવ લીધો. અને—ખબર ન આપવા માટે તું મને ઠપકો આપે છે, પણ—પણ—" કાળીશંકર આગળ બોલતો અટકી જઇ નીચી મુડીએ ખો ખોં કરવા મંડયો.

"કેમ અટકી ગયા, કાળા કાકા ? શું કહેતા હતા, ઝટ કહી દો ને ?"

"કહું ? સાંભળીને તને દુઃખ થશે, ભાઇ, પણ કહ્યા વગરે ચાલે તેમ નથી !"

"કાળાકાકા," તેના ઢંગધડા જોઇ અજબ થઇને જયંત બોલ્યો, "જે હોય તે બેફિકર કહી દો, મને દુઃખ નહિ થાય."

"ખબર આપી તને બોલાવવાની માની ઇચ્છા નહોતી. મરતી વખતે ગૌરીબહેનને તાકીદ કરી ગયાં છે કે 'જેને લીધે મારા વચનનો ભંગ થયો છે તેને આજ પછી આ ઘરમાં આવવા દેતી ના !' " જેમ તેમ કરી, બીતાં બીતાં, ધીમે અવાજે, જે કંઇ કહેવાનું હતું તે ઝટપટ કહી નાંખી, પોતાની આ કઠણ અને નાપસંદ ફરજમાંથી ફારેગ થઇ કાળીશંકર નીચું જોઇ ઉભો રહ્યો.

જયંતના મોં ઉપર અંતરવેદનાની છાયા સ્પષ્ટ તરી આવી. નખાયેલે ચહેરે કેટલોક વખત ગુપચુપ ઉભા રહ્યા પછી એક નિસાસો નાંખી ધીમે, બેસી ગયેલે, સાદે તેણે પૂછયું, "તેથી જ બારણાં બંધ રાખ્યાં છે કે ?"

કાળીશંકરે કશો જવાબ દીધો નહિ—કેવળ ખોં ખોં કરી ખાંસ્યા કીધું.

"ત્યારે હવે ગૌરી મને ઘરમાં પેસવા નહિ દે ?"

કાળીશંકરે ડોકું હલાવી ના કહી.

ભજહરિ મૂગો મૂગો બધી વાત સાંભળ્યા કરતો હતો. તેને હવે વાચા આવી. તે ઉશ્કેરાઇને બોલ્યો, “ શું ? મારા કીકાને તેના પોતાના જ ઘરમાં પેસવા નહિ દે ? ”

“ મા આ ઘર ગૌરીબહેનને બક્ષિસ આપી ગયાં છે, ભજહરિ, ” કાળીશંકરે ધ્રૂજતા અવાજે કહ્યું.

“ શું ? ” ક્રોધથી લાલચોળ બની ભજહરિ તડૂક્યો, “ શું બોલ્યા ? મા કીકાને સાચેસાચ રવડાવી ગયાં છે ? ”

“ ના, ના, ” તેની અગ્નીશર્મા મૂર્તિ જોઇ બીકથી બે ડગલાં પાછા હઠી કાળીશંકરે જવાબ દીધો, “ છેક રવડાવી ગયાં નથી—અરધી મિલ્કત જયંતને આપી ગયાં છે. ”

“ અરધી ? મા તો કંઇ તેવું મનીખ નહોતી—એ બધું તરકટ, મારા કીકાને છેતરવાના કાવાદાવા ! ”

“ તારા કીકાને છેતરે એવું અહીં કોણ છે ? હું ? ગૌરી ? ”

“એ બધી વાત હું જાણતો નથી, જાણવા માગતો પણ નથી; હું તો એટલું જ જાણું છું કે આ બધું તરકટ છે.”

“ જયને માટે મને શું લાગણી નથી ? મેં પણ એને મારા ખોળામાં રમાડયો છે ! ”

“ જોઇ, જોઇ તમારી લાગણી ! બિચારાની મા મરી ગઇ, ખબર મળતાં જ ભૂખ્યો તરસ્યો અહીં દોડી આવ્યો, અને તમે તેને ધૂળવાળા પગે જ ભિખારીની માફક હાંકી કાઢવા નીકળ્યા છો ! લાગણી હોત તો એમ કરતે ? ”

“ શું કરૂં, ભજહરિ ? માની મરતી વખતની તાકીદ ! ”

“ મરતી વખતે માણસની મતિ ફરી જાય છે—નહિ તો આવી ભલી મા આવી ભૂંડી તાકીદ કરી જાય ? માને શું હું ઓળખતો નહોતો ? કીકો તેનો એકનો એક લાડકો દીકરો—તેને વાસ્તે તે આવી તાકીદ આપી જાય, મુનીમજી ? ”

કાળીશંકર નિરૂત્તર બની ઉધરસ ખાવા લાગ્યો.

ખાંધ ઉપરથી દુપટ્ટો લઇ કમરે બાંધતો બાંધતો ભજહરિ બોલ્યો, "કીકાને લઇને હું ઘરમાં જાઉં છું—જોઉં તો ખરો કોણ અમને અટકાવે છે તે! ભજો બુઢ્ઢો થયો છે, પણ તેના હાથ પગ બુઢ્ઢા થયા નથી—સો બસો માણસનાં માથાં એકલે હાથે માટલાંની માફક ફટાફટ ફોડી નાંખવાનું જોર તેનાં કાંડામાં હજી છે!" કહી તેણે માંસપેશી[1] ભરેલા પોતાના બેઉ હાથ મૂઠી વાળી લાંબા કરી હવામાં ઘુમાવ્યા.

કાળીશંકર ગભરાઇને ભજહરિ પાસેથી આઘો ખસી જયંતના પડખામાં જઇને ઉભો—ભજહરિનો ચહેરો આવો ભયાનક થયેલો તેણે કદી દીઠો નહોતો.

જયંત બેફામ જેવો અરધી મીંચેલી આંખે આથમતા સૂર્યને જોઇ રહ્યો હતો. ભજહરિની બૂમાબૂમ સાંભળી મોં ફેરવી દુઃખી અવાજે તે બોલ્યો, "ભજા, પાછા ગાડીમાં બેસીએ, ચાલ."

"એમ તે કંઇ બને, કીકા? ગભરા ના, ઘરમાં આપણે જઇશું ને બસ જઇશું જ. કોઇની મગદૂર નથી કે અટકાવે."

"ના, ભજા, ઘરમાં નથી જવું. મારી ઉપર રીસ કરી મા હુકમ કરી ગઇ છે—તેનો એ છેલ્લો હુકમ હું જ નહિ માનું? ચાલ!"

"ના, કીકા!"

"ભજા!" ડોળા કાઢી કરડાકી ભર્યા અવાજે જયંત બોલ્યો.

તેના ડોળા જોઇ ભજહરિ તરત ઠંડોગાર બની ગયો, અને વધારે પંચાત કર્યા વગર ગુપચુપ જઇને ગાડીમાં બેસી ગયો.

"બેસો, કાળાકાકા, હું જાઉં છું," જયંતે પોતાના કુદરતી અવાજમાં કહ્યું. "ગૌરીને કહેજો કે મને તેની ઉપર જરાય રીસ નથી. તમે બધા તેની સંભાળ રાખજો."

---

૧ Muscles.

કાળીશંકરની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. જયંતનો હાથ લઇ છાતી સરસો ચાંપી રુંધાયેલે અવાજે તે બોલ્યો, "જય, જય, મને માફ કરજે, ભાઇ; તારૂં જ અન્ન ખાઇને હું બુઢ્ઢો થયો છું—પણ મારી હાલત તો તું સમજે છે !"

"કાળાકાકા, મને કશું કહેવાની જરૂર નથી, મને કોઇની ઉપર રીસ નથી—રીસ કરવાનો મને અધિકાર નથી—મારા નસીબમાં જ એવું લખેલું હશે, તેમાં તમે શું કરો ? મને ખેદ એટલો જ થાય છે કે માની છેવટની ક્રિયા પણ મારે હાથે થઇ નહિ." રડતે ચહેરે આટલું કહી જયંત ધીરે ધીરે ગાડી તરફ ગયો.

કાળીશંકરનું હૈયું ભરાઇ આવ્યું. લાકડીનો ટેકો દઇ તે મૂગો ઉભો રહ્યો.

બળદની પૂછડી આમળી ગાડીવાળાએ ગાડી હાંકી મૂકી. વિદાયનો એ ક્રૂર દેખાવ કાળીશંકર વધુ વાર જોઇ શકયો નહિ—ઝટ પાછો વળી ખોં ખોં કરતો અને લાકડી ઠોકતો ઠોકતો તે ત્યાંથી ચાલ્યો ગયો—જતાં જતાં ધોતિયા વડે વારંવાર આંખ લૂછતો ગયો.

ગાડીમાં મૂર્તિ જેવો મૂગો બેઠો બેઠો જયંત એકી નજરે ઘર તરફ જોઇ રહ્યો. હાય ! જે ઘરમાં તેણે બાળપણમાં સોનાનાં સ્વપ્નાં જોયાં હતાં, જે ઘરમાં એકવાર સ્નેહપ્રેમના રસની ઉછળતી છોળમાં તે નાહ્યો હતો, તે જ બાપીકા ઘરમાં પ્રવેશ કરવાની આજે તેને મનાઇ હતી—આજે તે તેને છેલ્લી, છેલ્લી સલામ કરતો હતો.

થોડેક ગયા પછી જયંતને લાગ્યું કે ગૌરીના ઓરડાની બારીએ સફેદ વસ્ત્રમાં સજ થયેલી એક મૂર્તિ છબી જેવી આગળની માફક જ સ્થિર ઉભી હતી. સાંજના વધતા જતા અંધકારમાં આ વેળા જયંત તેનું મોં જોઇ શકયો નહિ—તો પણ તે પોતાની આશામાં નિરાશ થવાને દુઃખે રડતી હોય એવો આભાસ તેને થયો.

ધીમે ધીમે ઘર અંધકારમાં અસ્પષ્ટ થવા લાગ્યું. રસ્તામાં

વાંક હતો. ત્યાં વાંસની એક ઝાડી પોતાના હાડપિંજર જેવા સેંકડો હાથ નિસ્તેજ આકાશ તરફ લાંબા કરી ચૂપ ઉભી હતી. ગાડી વાંક ફરતાં જ જયંતનું ઘર તે ઝાડીની ઓથમાં અદૃષ્ય થઇ ગયું.

એક લાંબી હાય નાંખી જયંત ભજહરિના ખોળામાં માથું રાખી સૂઇ ગયો.

ભજહરિ ગદગદ કંઠે બોલ્યો, "ફીકા, આ તેં શું કર્યું, ભાઇ? બાપીકું ઘર છોડી, દેશ છોડી, તું કયાં ચાલ્યો?"

"એ માની આજ્ઞા, ભજા," આંખ મીંચી જયંતે શાંત સ્વરે જવાબ દીધો, "એની ઉપર હવે બીજી વાત કહીશ નહિ."

જ્યારે ચોથનો 'ભાંગેલો' ચંદ્ર મોં રાતું કરી ઝાડોનાં કાળાં કાળાં પાતરાંઓના વચાળામાંથી ચિમાઇ ચિમાઇને ધરતી ઉપર ડોકિયું કરતો હતો, ત્યારે ગાડી એક ત્રિભેટા આગળ જઇ પહોંચી હતી.

"ભજા," એકાએક બેઠા થઈ જયંતે પૂછ્યું, "આ મસાણનો રસ્તો?"

ભજહરિ કોપરાં જોખતો હતો—તે જયંતનો સાદ સાંભળી ઝબકી ઉઠયો અને આંખો ચોળતો ચોળતો બોલ્યો, "હેં, શું કહ્યું?"

"આ મસાણમાં જવાનો રસ્તો?"

"હા."

"ભજા," ગાડીમાંથી ઉતરી પડી જયંતે કહ્યું, "તમે લોક અહીં જ થોભજો—હું હમણાં આવું છું."

"એ શું રે?" આંખો ફાડી ભજહરિએ પૂછ્યું. "કયાં જાય છે?"

"મસાણમાં!"

ભજહરિ ફિકરમાં પડી બોલી ઉઠયો, "અત્યારે રાતે, અંધારામાં, મસાણમાં જાય છે? તું ગાંડો બાંડો થયો છે? નથી જવું, બેસ!"

"ના, ભજ્જા, હું જઇશ જ. આ ધરતી ઉપર સૌ જે જગાએ સદાની ઉંઘમાં સૂતી છે, તે જગાનાં દર્શન કરતો આવું," કહેતો જયંત ઝડપથી મસાણ ગમી દોડયો.

ભજહરિ લાગલો જ એક ફાનસ સળગાવી લાઠી લઇ તેની પાછળ ગયો.

મસાણ થોડે દૂર, નદીને કિનારે, મોટા મોટા વડ અને પીપળા નીચે હતું. ઘોર અંધકારમાં અને ગંભીર શાંતિમાં તે એકાંત જગા બિહામણી લાગતી હતી. વચ્ચે વચ્ચે ઝાડોને માથે ધક્કા મારતો અશરીરી પ્રેત જેવો અશાંત પવન ફૂં ફૂં કરી ઉઠતો હતો. વડની લાંબી લાંબી લટકતી જટાઓ જાણે કોઇ ભૂતની પાતળી આંગળીઓ હોય તેવી દેખાતી હતી. કસારીઓ ગળું ફાડી જરા પણ અટકયા વગર ચીં ચીં કરતી હતી—તેમનો અવાજ જાણે પ્રેતલોકની નરકયાતનાનો પોકાર હોય તેવો ભયંકર લાગતો હતો !

ભજહરિનાં રૂંવેરૂંવાં ખડાં થઇ ગયાં. ભય પામી તે બબડવા મંડયો, "રામ, રામ, રામ !"

મુડદાંઓના આ શયનાગારમાં રાતને વખતે ઓચિંતા જીવતા માણસનાં પગલાં સાંભળી જાણે કોઇની ઉંઘ ભાંગી ગઇ—કોઇ જાણે આજુબાજુના ખૂણાખોચરામાંથી દડદડ અવાજ કરતું ઝડપથી નાસી ગયું—તેનો અવાજ સાંભળી ભજહરિ બીકથી ચોંકી ઉઠયો.

"ગભરા ના, ભજ્જા, એ તો આપણને જોઇ શિયાળવાં ભાગી ગયાં છે !"

ભજહરિના ગળામાં કંઇ ધડધડ અવાજ થયો, પણ મોંઢા-માંથી બોલ નીકળી શકયા નહિ.

"ભજ્જા, બત્તી જરા ઉંચી ધર તો !"

ભજહરિએ ધ્રૂજતાં ધ્રૂજતાં જેમ તેમ કરી ફાનસ માથા સુધી ઉંચું કર્યું.

તેના પ્રકાશમાં આસપાસ નજર કરી જયંતે જોયું—નજદીકમાં જ રાખથી ભરેલી એક તાજી ચેહ હતી. તેમાં જ અન્નપૂર્ણાનો નાશવંત દેહ છેવટની અગ્નિશય્યામાં સૂતો હતો.

આસ્તે આસ્તે તે હોલવાઇ ગયેલી ચિતા પાસે જઇ જયંત ઘૂંટણ મરડી બેસી ગયો. રાખમાં હાડકાંના નાના નાના ટુકડા—તેની સ્નેહમય, કરૂણામય માના ફૂલ જેવા કોમળ દેહના છેલ્લાં ચિન્હો—નજરે પડતા હતા.

"ઓ મારી મા રેએએએ!" કરી એક પોક મૂકી જયંત રડતો રડતો બોલ્યો, "ઓ મા, મારી ઉપર રીસ કરી આ લોકમાંથી તો તું ચાલી ગઇ, હવે પરલોકમાંથી મને ક્ષમા કર, મા, ક્ષમા કર!" એટલું કહી બેબાકળો બની ગાંડા જેવો તે ચેહમાં ઉંધો સૂઇ ગયો—દડદડ વહેતા અશ્રુજળે તેણે માનાં હાડકાં અને રાખ ભીનાં કરી નાંખ્યાં.

ભજહરિના ડોળા એકદમ ઉંચે ચઢી ગયા. બીક, ફિકર, તમામ ભૂલી જઇ જયંતને ચિતામાંથી ખેંચી કાઢી તે બોલ્યો, "દુર્ગા! દુર્ગા! ચેહમાં સૂઇ સોના જેવા દેહનું અમંગળ કરે છે? તું જો એમ કરશે, કીકા, તો હું માથું ફોડીને મરીશ! ચાલ, અત્યારે રાતે ને રાતે જ નદીએ ચાલ, ચેહને અડકીને નાહવું જોઇએ!'



# ઓ ગ ણી સ

જયંત કલકત્તે પાછો ફર્યો. ત્યાં તેને ખબર મળી કે જગતબાબુ ઇંદુને લઇને દેવગઢ ગયા હતા.

માતૃશોક ઉપર આ ફટકો તેને ભારી લાગ્યો. જગતબાબુ ચાલી ગયા હતા ! જયંતને પોતાનું નિર્દોષપણું પુરવાર કરવાની તક મળી નહિ !

કહ્યા મૂક્યા વગર મા ચાલતી થઇ, ગોરીએ આશ્રય આપ્યો નહિ, દેશમાં તેને ઉભા રહેવાને ઠામઠેકાણું નહોતું—એવા દુઃખના વખતમાં જેની પાસેથી જરા જેટલી યે શાંતિ મેળવવાની તેને ઉમેદ હતી, તે ઇંદુને પણ ચાલી ગયેલી જોઇ જયંતના દુઃખનો પાર રહ્યો નહિ.

ઇંદુ ઉપર તેને ગુસ્સો આવ્યો, તિરસ્કાર છૂટયો, રીસ ચઢી —જેને ખાતર તે આજે સર્વસ્વ ગુમાવી બેઠો, તેણે તેની તરફ ઝાંખીને જોયું પણ નહિ ! તે તેને ચાહતી નહોતી. નહિ તો એક દિવસના મિથ્યા કલંકથી તે આટલા દિવસનો પ્રેમ ભુલી જાય ખરી ? ઇંદુનો પ્રેમ કેવળ દંભ ! એ પ્રેમને ભરોસે તેણે અન્યાય કર્યો હતો—પારકીને તે પોતીકી કરી શકયો નહિ, નફામાં પોતીકીને પારકી કરી બેઠો !

રાગે, દુઃખે, અભિમાને જયંતનું ચિત્ત આજે કેટલા દિવસ થયાં ચકડોળે ચઢ્યું હતું. દહાડામાં દશવાર તે ઇંદુને ભૂલી જવાની પ્રતિજ્ઞા કરતો હતો—એકવાર પણ તેણે આ ખ્યાલ નહિ કર્યો કે ઇંદુ કદાચ હજી એ તેને ચાહતી હશે, અને તે બાપડીને કદાચ પિતાની આજ્ઞાને વશ થઇને જ દેશ ત્યાગ કરવો પડયો હશે.

ખરેખર, પ્રેમ એવો નાજુક છે કે સહેજવારમાં તે વક્રી

વળી જાય છે. પ્રેમીના મનોજગતમાં "ઘડીમાં હાથમાં દોરડું, તો ઘડીમાં ચાંદ !" હોય છે.

આજે સવારે જયંત ઓસ્કાર વાઇલ્ડની એક કવિતામાં પોતાના બેચેન ચિત્તને રોકી રાખવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો, તેવામાં ભજહરિએ આવી દુઃખની લાગણી સહિત કહ્યું, "અરે રે ! રસ્તામાં એક ભિખારી પડયો છે તેને માતા નીકળ્યા છે, ફીકા."

"સૈયડ નીકળ્યાં છે ? ક્યાં છે ?" ચોપડીમાંથી મોં કાઢી જયંતે પૂછ્યું.

"બે ચાર ઘર મૂકીને. બિચારો કોઇના ઓટલા ઉપર જઇને સૂતેલો હતો, તે લોકે તેને ત્યાંથી ખદેડી મૂક્યો. હમણાં રસ્તામાં પડયો પડયો તરફડિયાં મારે છે. તેનું દુઃખ જોઇને મારી તો છાતી ફાટી ગઇ. પણ, દુઃખ કરીને યે શું કરવું, ફીકા ? એ બધું એના ગયા જન્મના કર્મનું ફળ ! કોના કપાળમાં શું લખ્યું છે તે કોણ કહી શકે ?—હરિ હે, તારો મહિમા સમજવો કઠણ છે !" કહી ભજહરિએ ઉંચે જોઇ અદૃષ્ય હરિને દૃષ્યમાન પ્રણામ કર્યાં !

ચોપડી ઉંચી મૂકી જયંત ઉભો થયો અને પગમાં જોડા પહેરતો પહેરતો બોલ્યો, "ભજા, મારી સાથે ચાલ."

"ક્યાં, ફીકા ?"

"ચાલ, બે જણ મળી ઉંચકીને તે બિચારાને ગાડીમાં નાંખી ઇસ્પિતાળમાં મૂકી આવીએ."

ભજહરિનું મોં સુકાઇને કાળું પડી ગયું. હાઉમાઉ કરતો તે બોલ્યો, "તું તેને અડશે ?"

"નજર આગળ એક માણસ દુઃખથી પીડાતો હોય, અને આપણે નચિંતે હાથ જોડીને ઉભા ઉભા જોયા કરીશું ? માણસ થઇ માણસને મદદ નહિ કરીએ ? છિઃ, ભજા, તારે મોઢેથી પણ મરે આવી વાત સાંભળવી ?"

ભજહરિ શરમાઇને માથું ખજવાળતો ખજવાળતો ચુપચુપ જયંતની પાછળ પાછળ ગયો—તે કોને વાસ્તે ફિકર કરી આમ બોલતો હતો તેની જયંતને શું ખબર ?

*　　　*　　　*

ત્યાર પછી ત્રીજે દિવસે સાંજે બહારથી ઘેર આવી જયંત બોલ્યો, "ભજ્જા, મને તાવ આવ્યો છે, ગળામાં અને કમરમાં દુઃખાવો પણ થાય છે."

પેલા રોગી ભિખારીને અડયા પછી ભજહરિનું મન બેચેન તો બન્યું હતું જ, તેમાં હવે જયંતને તાવ આવ્યાની અને તેનું શરીર દુઃખવાની વાત સાંભળી એટલે તેની છાતી પૂરી ચિરાઇ ગઇ.

ઝટ તેણે જયંતને કપાળે હાથ મૂકયો—મૂકતાંની સાથે જ તે બોલી ઉઠયો, "બાપ રે ! કીકા, તારૂં શરીર તો જાણે ધગધગતી સગડી !"

તેણે જયંતને ઉંચકી લઇ જઇને પથારીમાં સુવાડી દીધો. પછી ઓરડાની બધી બારીઓ બંધ કરી તેના માથા આગળ બેઠો અને કાતર સ્વરે બોલ્યો, "કીકા, તને ના કહી, છતાં શા માટે જીદ કરી તું તે ભિખારીને અડયો ?"

મ્લાન હાસ્ય કરી જયંતે જવાબ દીધો, "આજ લગી મારા સ્વાર્થ પાછળ જીવ ઘાલી જોયો, ભજ્જા, પણ કશો લાભ થયો નહિ. હવે એક દિવસને વાસ્તે પરમાર્થમાં જીવ ઘાલવા જતાં મારે જીવની ફિકર કરવાની હોય, તો એવા દુર્બળ જીવની જરૂર શી ?"

ભજહરિને તેનું કહેવું ગમ્યું નહિ, તે બોલ્યો, "સૂઇ રહે હવે, બહુ બોલ બોલ ના કર ! ચોપડીઓ વાંચી વાંચીને તેં જ્ઞાન મેળવ્યું નથી, અક્કલનો ઓથમીર રહી ગયો છે ! ચોખ્ખો કથાભટ્ટ !"

તેનો આ સ્નેહભર્યો ઠપકો સાંભળી સહેજ હસી જયંત પાસું ફેરવી આંખો મીંચીને સૂઇ રહ્યો.

ભજહરિએ થોડાક છૂટા પૈસા તેને કપાળે અડાડી શીતળા-માતાની બાધા લઇ ઉંચા મૂકી રાખ્યા!

પાછલી રાતે જયંતનો તાવ વધ્યો—તાવની ઘેનમાં તે લવારા ઉપર ચઢયો.

ભજહરિ હિંમત ખાઇ આખી રાત તેની પાસે જાગતો બેસી રહ્યો. બેઠાં બેઠાં અનેકવાર બેઉ હાથ જોડી ઉંચે જોઇ તે બોલતો, "શીતળામા, જીવ જોઇતો હોય તો મારો લેજો, પણ મારા દીકાને તો સાજોસમો ઉઠાડજો!"



# વીસ

સવારે અવની ચા પીતો હતો. તેણે પહેલો ગોટ માંડ ગળ્યો હશે, ત્યાં તો બહારથી અવાજ આવ્યો, "અવની, ઘરમાં છે કે?"

"કોણ, સ્વર્ણ? આવ, દોસ્ત, આવ—ઘરમાં આવ."

મિનિટેકમાં ચમચમ કરતા જોડા સાથે સ્વર્ણેંદુ ઘરમાં આવ્યો.

નોકરને ચાનો બીજો એક કપ લાવવાનો હુકમ કરી અવનીએ પૂછ્યું, "કેમ, ભાઇ, આટલા દિવસ જાદુનો ખેલ કરતો હોય તેમ કયાં અલોપ થઇ ગયો હતો? આ તરફ આવવાનું કેમ રોક છોડી દીધું હતું?"

"એ વાત જ ના પૂછ, યાર," આંખ, નાક અને મોં, ત્રણે એકીવેળા ચચકોડી સ્વર્ણેંદુએ જવાબ દીધો. "પેલો પોર્યો જયંત

સૂકા વાંસ જેવો સાવ રસકસ વગરનો છે, એ વાતની આજ સુધી મને શું ધૂળ ખબર હતી? તે ધમકી આપી ગયો હતો કે 'બચ્ચાજી, મારા હાથમાં આવશે તો જોઇ લઇશ,' એટલે કે તે મને પેટ ભરી ધુસ્સામુક્કો મારવામાં જરા જેટલી પણ કસર રાખવાનો નહોતો ! તું જાણે છે તેમ શારીરિક બળમાં હું સેંડોનો દુમશ્ન સ્વર્ણેંદો છું—મુક્કીના વરસાદમાંથી બચવા માટે મારે અલોપ થવા સિવાય બીજો રસ્તો નહોતો ! તેથી જ આ મહોલ્લામાં આવતો નહોતો. આટલે દિવસે મને લાગે છે કે તેનો પારો ઉતરી ગયો હશે—તને કેમ લાગે છે ?"

અવનીના ડોળા એવા બન્યા હતા કે તેની સરખામણી સહેજે દહીંવડા સાથે કરી શકાય ! તેણે અજબ થઇ પૂછ્યું, "જયંત તને મારવાનો હતો ? કેમ ?"

"તે વાત પછી કરીશું. પહેલાં તો કહે, જગતબાબુના ઘરની શી નવાજૂની છે ? જયંત હજી પણ ત્યાં આવે છે કે ?"

"એકાએક આ સવાલો કેમ પૂછવા પડ્યા ?"

"પૂછવાનું કારણ છે. બોલ !"

"અંદરખાનેની વાત તો જાણતો નથી, પણ એક દહાડો જગતબાબુએ ખફા થઇ જયંતને બધાના દેખતાં હડધૂત કરી ઘરમાંથી કાઢી મૂક્યો. તેમની વાતચીત ઉપરથી હું ફક્ત એટલું જ સમજી શક્યો છું કે જયંતની ચાલચલગત સારી નથી," કહી અવનીએ એ બનાવનું સવિસ્તર વર્ણન કરવા માંડ્યું.

ટેબલ ઉપર બેઉ ટાંટિયા લાંબા નાંખી ખુરશીમાં અઢેલીને બેસી દાંત કાઢી હસતો હસતો સ્વર્ણેંદુ વાત સાંભળવા લાગ્યો. તેના તન્મય ચહેરા ઉપરથી માલૂમ પડતું હતું કે જયંતની દુર્દશાની કહાણી તેને કાને સ્વર્ગના સંગીત જેવી મધુર લાગતી હતી.

ચાના પ્યાલામાંથી છેલ્લો ઘૂંટડો ગળી જઇ તે બાજુએ મૂકી

રૂમાલ વડે મોં લૂછતો લૂછતો અવની બોલ્યો, "ખરૂં કહું છું, સ્વર્ણેંદુ, કે તે દિવસે જયંતનું મોં જોઇ મને બહુ દુઃખ થયું. પણ તું જાણે છે તો ખરો કે હું બધાને માફ કરી શકું છું, કેવળ દુરાચરણીને નહિ; જયંત અંદર અંદરથી આમ ડૂબકી મારી મારીને પાણી પીતો હતો એ વાતનો મને સ્વપ્ને યે ખ્યાલ નહોતો."

"તારામાં એક જ ખોડ છે," સ્વર્ણેંદુ મૂછમાં હસતો હસતો બોલ્યો, "અને તે એ કે દુર્નીતિને નામે તું ભડકી ઉઠે છે—એ એક જાતનું તારૂં રોજનું ગાંડપણ છે. તેથી જ વાતવાતમાં તારો મારો મેળ ખાતો નથી."

"નથી ખાતો તો રહ્યો!" સહેજ તપીને અવનીએ કહ્યું, "એ મારૂં ગાંડપણ નથી, સ્વર્ણેંદુ, એ મારો 'પ્રિન્સિપલ'–'પ્રિન્સિપલ'!"

"જવા દે, એ બળતી ચર્ચા કરી હું ખામુખા માથું ગરમ કરવા માગતો નથી."

"તે જ ઠીક. તારો મત, મારો મત, એ બે સમાંતર[૧] લીટી જેવા—લંબાવીએ તો લંબાય, પણ કોઇ કાળે મળે નહિ!"

"ત્યારે એ અસાધ્યસાધન પાછળ વખત ગુમાવવામાં માલ નથી. વારૂ, જયંતે તે દિવસે પોતાના બચાવમાં કશું કહ્યું નહિ?"

"બોલ્યો કે 'હું નિર્દોષ છું.' બીજું પણ કંઇ કહેવા જતો હતો, પણ જગતબાબુએ તેને બોલવાની તક જ આપી નહિ."

"ત્યારે તારે હવે બીજું શું જોઇએ? ઇંદુલેખાને મેળવવાનો તારો રસ્તો સાફ થઇ ગયો!"

જરા પણ આનંદ દેખાડયા વગર અવની જાણે કેવોએક હતાશ થઇ ગયો હોય તેમ બોલ્યો, "જરા ય નહિ. 'ઇંદુલેખાને ગમતું નથી' કહી જગતબાબુ તેને લઇને દેવઘડ ગયા છે. તેમનાં જતાં પહેલાં મેં ફરી એક વાર વિવાહની વાત છેડી હતી. પણ

---

૧ Parallel.

જગતબાબુએ મને ચોખ્ખું સંભળાવી દીધું હતું કે ઇંદુલેખા મને પસંદ કરતી નહોતી. જો તો ખરો, સ્વર્ણું, ઇંદુને હું જ પસંદ પડયો નહિ—તેને પસંદ પડયો છે, એ દુરાચરણી જયંત ! ખરેખર, સ્ત્રીજાતનો સ્વભાવ સમજવો મુસ્કેલ છે ! "

" ત્યારે ઇંદુલેખાનું લગ્ન જયંત જોડે ન થાય, તો પણ તારે તો તારી આશા ઉપર પૂળો જ મૂકવાનો કે ? " ટેબલ ઉપરથી પેન્સિલ લઇ તેના બૂઠા છેડા વડે કાન કોતરતાં કોતરતાં પરમ આરામથી આંખો સ્થિર રાખી સ્વર્ણેંદુએ પૂછયું.

" તેમાં કાંઇ શક છે ? મૂક હવે એ વાત—નાહક એકની એક વાતની ફિકર કરી મરવાની મારી ઇચ્છા નથી. જે અસંભવિત, તે અસંભવિત !"

" તેમ જ હોય તો મારે યે હવે એ સંબંધી કંઇ કરવાની જરૂર નથી. તારા રસ્તામાં કાંટો હતો, તે અનેક યુક્તિ કરી મેં દૂર કર્યો. પણ યુકિત કરીને તારી ઇંદુનું મન ફેરવવાનું તો મારાથી બની શકે તેમ નથી ! સ્ત્રીનો પ્રેમ દામોદર[1]ના પ્રવાહ જેવો છે, સમજ્યો, અવની ? એકવાર બંધ તૂટયો, એટલે સારો નરસો માર્ગ તે જોતો નથી—જે દિશામાં વહેવા માંડે તે દિશામાંથી કોઇ પણ ઉપાયે ફરતો નથી ! હું સારી પેઠે સમજી શકું છું કે જો કે જગતબાબુના ઘરમાંથી મેં જયંતને કાઢયો, તો પણ ઇંદુના મનમાં તે હજી ઘર ઘાલીને બેઠો છે. "

અવની બોઘા જેવો ડાચું વકાસી સ્વર્ણેંદુના મોં તરફ જોઇ રહ્યો. પછી વિસ્મિત સ્વરે બોલ્યો, " એ તું શું ગાંડાની માફક બકબકારો કરે છે ? "

" હું એમ કહેવા માગું છું કે જગતબાબુના ઘરમાંથી જયંતનો પગદંડો ગયો, તે મારી જ ચાલાકીથી "

૧ નદીનું નામ છે.

"બધી વાત ખુલાસાથી કહે," ખુરશી ખેંચી સ્વર્ણેંદુની પાસે બેસી અવનીએ જીજ્ઞાસાથી કહ્યું.

"તું વળી એવો નીતિવાગીશ છે," સ્વર્ણેંદુ કંઇક આનાકાની કરી બોલ્યો, "કે બધી વાત તને કહી દેવાનું મને મન થતું નથી, કારણ, તે સાંભળીને ઉલટો તું કદાચ મને જ ઠપકો આપી બેસશે !"

અવની સમજી ગયો કે સ્વર્ણેંદુએ જયંતની વિરુદ્ધ કંઇ તરકટ કર્યું હતું. તેની જીજ્ઞાસા વધી. તેણે કહ્યું, "સ્વર્ણ, તારી આ ચોરીછૂપી મને પસંદ નથી, ભાઇ, જે હોય તે સ્પષ્ટ કહી દે."

કહેવાને માટે સ્વર્ણેંદુ પણ ઇંતેજાર હતો, કારણ, ઘણાં દિવસથી વાત પેટમાં ને પેટમાં રહેવાથી તેને આફરો થઇ આવ્યો હતો. વળી અસલ વાત છાની રાખે તો પોતે કેવો શાણો ને સમજણો માણસ હતો તે વાતની અવનીને શી રીતે ખબર પડે ? માટે વધારે આગ્રહ કરાવ્યા વગર પોતે જયંતને કેવી રીતે ફસાવ્યો હતો તે વાત તે ધડધડ કરતો બોલી ગયો.

જેમ જેમ અવની તે વાત સાંભળતો ગયો, તેમ તેમ તેનું મોં ગંભીર થતું ગયું, સઘળી વાત સાંભળી લઇ થોડીવાર તો તે થાંભલા જેવો થંભ થઇ બેસી રહ્યો. પછી જરા તરડાઇને તે બોલ્યો, "સ્વર્ણ, આ તેં ખોટું કર્યું છે. એથી તારી બુદ્ધિ કરતાં તારી મૂર્ખાઇનો જ વધારે પરિચય મળે છે ! તું શું એમ ધારે છે કે જયંત આવડું મોટું મિથ્યા આળ માથે ચઢાવી મૂગો બેસી રહેશે ? જ્યારે તારૂં નામ દઇ તે ખરી વાત જગતબાબુ પાસે જાહેર કરશે, ત્યારે તું શું કરશે ?"

"ચોખ્ખું કહી દઇશ કે હું એ વિષે કશું જાણતો નથી ! એટલું જ નહિ, પણ જો હુસ્નાબાઇની જરૂર પડશે તો તેને યે હું તેડી લાવીશ. તેને મેં ખૂબ પૈસા ખવડાવ્યા છે, તે આવીને

સાફ કહેશે કે જયંત રોજ તેને ઘેર આવતો હતો, ગાયનવાદન સાંભળતો હતો, અને નફામાં એ પણ કહેશે કે મને તો તે ઓળખતી જ નથી!"

અવની આભો બની ગયો. ડોળા ફેરવી તે બોલ્યો, "અને આવી ભયાનક જૂઠી વાત કહેતાં કહેવડાવતાં તારી છાતી જરા પણ ધ્રૂજશે નહિ?"

હા હા હા કરી હસતાં હસતાં સ્વર્ણેંદુએ જવાબ દીધો, "જૂઠ તું ધારે છે તેટલું ભયાનક નથી. સત્ય લૂલું છે, દુર્બળ છે,—જૂઠ જેવું અસરકારક હથિયાર જગતમાં બીજું કયું છે?"

"બસ, બસ!" સ્વર્ણેંદુનો એક હાથ ધરી તેને જોરથી આચકો મારી અવની અત્યંત ગુસ્સામાં આવી જઇ બોલ્યો, "તારી આ સેતાની ફિલસૂફી મને જરા ય પસંદ નથી. જયંત જોડે ભલે આપણને બનતું ન હોય, પણ તેટલા વાસ્તે તેને માથે આવું આળ ચઢાવવું એ કામની હું વિરૂદ્ધ છું. જો ખરી વાત બહાર આવશે તો તારી સાથે મારે પણ બદનામ થવું પડશે. તે વખતે મને તો સમાજમાં મોં દેખાડવું ભારી થઇ પડશે."

"તેટલા માટે જ તને કંઇ કહેવાની મારી ઇચ્છા નહોતી," બેજાર બની મોં ફુગળાવી સ્વર્ણેંદુએ કહ્યું. "જયંત આપણને કેટલા ધિક્કારે છે, અને બધા વચ્ચે આપણને કેવા ફજેત કરે છે, તે વાત તું આટલીવારમાં જ ભૂલી ગયો?"

"જયંત કદાચ તને ધિક્કારતો હશે—મારી સાથે તો તેને કેવળ મતભેદ છે, તે જ."

"અને તે ઇંદુલેખાને પરણી તારા મોંમાંનો કોળિયો કાઢી લેતો હતો, તે પણ મતભેદ, નહિ?" સ્વર્ણેંદુએ ટકોર કીધી. "અવની, તે દિવસનો તારો ગુસ્સો હું હજી પણ ભૂલ્યો નથી, સમજ્યો?"

"તેટલા વાસ્તે જ શું એક સારા માણસને જૂઠી વાત ઉભી કરી નઠારો ઠરાવવાનો હોય ? ના, મારે એવાં તરકટ નથી જોઈતાં."

"સારો, નઠારો, બેઉ એકના એક ! સારાને નઠારા થવાની તક મળી નથી, ત્યાં સુધી સારા !"

"તારે જોઈએ તે કહે, જોઈએ તે કર—હું તારી સાથે સામેલ નહિ. કીચડવાળા રસ્તામાં ચાલતાં ચાલતાં પગ લપસે અને પડી જાઉં તો મને ઉઠાડે કોણ ? ના, હું એ વાતમાં નહિ."

"નહિ તો નહિ—પણ તારૂં મોં તો બંધ રાખશે કેની ?"

"બધું સાંભળ્યા પછી હું મોં બંધ કેમ રાખું ? તારી જોડે હું શા માટે સંડોવાઉં ? દુનિયા તો એમાં મારો જ વાંક કાઢશે."

અત્યંત ક્રોધથી સ્વર્ણેંદુનો બદામના કોટલાંના રંગનો ચહેરો પણ લાલ થઈ ગયો—તેની બેઉ આંખ લખોટાની માફક ગબડવા લાગી. હોઠ પીસી, વાંકા વળી ટેબલ ઉપર જમણા હાથનો મુક્કો જોરથી ઠોકી તે બૂમ પાડીને બોલ્યો, "તું આવો હિચકારો ! ધિક્કાર છે તને !"

તેના એ બધા ધસ્પછાડા જોઈ અવનીની પાંપણ સરખી યે હાલી નહિ. મક્કમ અવાજે તેણે જવાબ દીધો, "દુર્નીતિ અને દુર્નામની વાત હોય ત્યાં હું હંમેશાં હિચકારો જ રહીશ ! ઈંદુલેખા જોડે મારા વિવાહ થાય તેવાં પગલાં લેવામાં મને સહાય કરવાનો તેં મને ભરોસો આપ્યો હતો. આનું નામ સહાય ? કેવું ભયંકર ! ભગવાન મને તારા જેવા મિત્રના હાથમાંથી બચાવે !"

ખુરશીમાંથી ઉભો થઈ ડચકારો દઈ સ્વર્ણેંદુ બોલ્યો, "જેને ખાતર ચોરી કરીએ તે જ કહે છે, ચોર !"

"સ્વર્ણ," અવનીએ કહ્યું, "તેં જો ચોરી જ કરી હોય, તો તે મારે ખાતર કરી નથી. હું તને સારી પેઠે ઓળખું છું. તને જયંત સાથે વેર છે, અને તે વેરની વસુલાત માટે તેં આ

કામ કર્યું છે. હશે—હવે થોડા દિવસ માનસાંને માનમાં કલકત્તા છોડી કેથે ચાલી જજે. હું બધી વાત થોડા વખતમાં જાહેર કરીશ—નહિ તો તારે પાપે મારે મરવું પડશે !”



# એકવીસ

ઠીક તળેલા વેંગણા જેવો બળેલો જળેલો સ્વર્ણેંદુ ચાલી ગયો. પછી અવની એકલો બેસી વિચાર કરવા લાગ્યો, “હું તો પહેલેથી જ કહેતો હતો કે જયંત જેવો માણસ વેશ્યાને ત્યાં જાય જ નહિ. હા, કોઇ કોઇ વાર તે જે ગાયન ગાય છે, તે નીતિની નજરે જોતાં સારાં નથી એ વાત સાચી, પણ તેમાં ને આમાં તો મોટો ફેર ! તે દિવસે તેનું અપમાન થયું, ત્યારે સાચેસાચ મને બહુ દુઃખ લાગ્યું નહોતું, પણ આજે સ્વર્ણેંદુની વાત સાંભળ્યા પછી મને તે બિચારાની ઘણી દયા આવે છે. સ્વર્ણેંદુ મારો મિત્ર છે, તે ઉપરથી અત્યાર પહેલાં જ કદાચ જયંતે માની પણ લીધું હશે કે મારા રસ્તામાંથી તેને દૂર કરવાની દાનતે દોસ્તદારને આગળ કરી મેં જ આ તરકટ ઉભું કર્યું હશે. તે કદી મૂગો બેસી રહેશે નહિ, આજે નહિ તો કાલે પણ જગતબાબુ પાસે તે બધી વાત જાહેર કરશે ને કરશે જ. જગતબાબુને પણ મારી જ ઉપર શક જશે. આ તો મોટી મુશ્કેલી આવી પડી. ઠીક, પણ હવે એનો ઉપાય ? હું જ જગતબાબુને બધી વાત કહી દઉં તો કેમ ? હા,

એ જ ઠીક છે, નહિ તો નાહક મને પણ સ્વર્ણેંદુ સાથે બદનામ થવું પડશે!

"જગતબાબુના ઘરમાં જયંતનું માન વધે કે ઘટે, તેથી મને અગવડ કે સગવડ કેવી? આમે ઇંદુલેખા તો મને મળવાની નથી, કારણ, તે તો મને ચાહતી નથી. નથી જાણતો કે મારી તરફ ઇંદુ કરડી નજરે શા માટે જુએ છે! આખરે તો આ જ વાત સાચી છે—દુનિયામાં પીછાં કરતાં હલકી—ધૂળ; ધૂળ કરતાં હલકો—પવન; પવન કરતાં હલકી—નારી; અને નારી કરતાં હલકું—કશું નહિ!"

આમ અવની વિચારને ચકડોળે ચઢયો હતો, તેવામાં બહારથી કોઇએ બૂમ પાડી, "શેઠજી, ઘરમાં છો કે?"

અવની જવાબ આપે આપે ત્યાં તો ઘરડા કાગડા જેવો ભજહરિ હાંફળોફાંફળો ઘરમાં ઘૂસી આવ્યો.

"તું તો જયંતબાબુનો ચાકર કેની?" અવનીએ અજબ થઇ પૂછ્યું.

"હા, શેઠ," ભજહરિએ રડમસ ચહેરે જવાબ દીધો. "મારા કીકાને બચાવો."

"કોને?"

"મારા કીકાને—મકુંજે, મારા શેઠને."

"જયંતબાબુને? કેમ, તેને શું થયું છે?"

"તાવ આવ્યો છે—કાલે પાછલી રાતથી લવારો કરે છે."

"તાવ આવ્યો છે, તેમાં આટલો બધો ગભરાય છે કેમ?"

"કોણ જાણે કેવો તાવ હશે! બહુ યે કહ્યું કે ભિખારીને અડતો ના—પણ તેણે મારૂં કહ્યું માન્યું જ નહિ."

"તારૂં કહેવું મને સમજ પડતું નથી—એ ભિખારીની વાત વળી શું છે?"

ભજહરિએ હાંફતાં હાંફતાં, ઘડીમાં છાતી કૂટી તો ઘડીમાં બેઉ હાથે કપાળ ઠોકી, જેમ તેમ કરીને બધી વાત અવનીને કહી સંભળાવી.

ત્યારે અવનીને યાદ આવ્યું એક દહાડો તેણે પણ ઘેર જતી વખતે જયંતના ઘરથી થોડે દૂર સૈયડવાળા એક ભિખારીને રસ્તામાં પડી હાયવોય કરતો જોયો હતો. બીજાં બધાં લોકની માફક તે પણ ડરથી તેની પાસે ન જતાં સીધો ઘેર ચાલી ગયો હતો. જયંત જરૂર તે જ ભિખારીને રસ્તામાંથી ઉપાડી ઇસ્પિતાળમાં લઇ ગયો હશે. અહીં જ જયંતની નીડર ઉદારતા સાથે પોતાની ડરપોક અશક્તિની સરખામણી કરી અવની મનમાં અત્યંત શરમાઇ ગયો. જયંત ઉપર તેને અણગમો હતો, તેથી આજ સુધી તેને તેના ખરા રૂપમાં તે જોઇ શકયો નહોતો. આજે જયંતના સ્વભાવનો સાચો પરિચય થતાં અવની અજબ થઇ ગયો—તેની આંખ આગળથી જાણે અંધકારનું એક પડ આજે અકસ્માત ખસી ગયું.

ભજહરિ અધીરો થઇ બોલ્યો, "શેઠજી, મારા કીકાની પાછળ શનિ લાગ્યો છે! થોડા દિવસ ઉપર તેની મા મરી ગઇ—"

"હેં! જયંતની મા મરી ગઇ—"

"હા, શેઠ—અને ઉપરથી આ મંદવાડ. આજે તેનું પોતીકું કહેવા જેવું કોઇ નથી. તેથી તમારી પાસે આવ્યો છું—તમે કીકાના ભાઇબંધ, તમને છોડી મહોલ્લામાં બીજા કોની પાસે જાઉં? હું ગામડીઓ મનીખ, સારો દાકતર કોણ કયાં રહે છે, શું કરવું જોઇએ, એમાંનું કશું ય જાણતો નથી! ચાલો, શેઠ, વાર ના લગાડો—હું તેને એકલો મૂકીને આવ્યો છું."

જયંત આમ નિરાધાર પડયો છે તે સાંભળીને અવનીને બહુ લાગી આવ્યું. જો કે જયંત તેનો મિત્ર નહોતો, તો પણ આફતના વખતમાં એકબીજાને સહાય કરવી એ શત્રુ કે મિત્ર સૌ કોઇની ફરજ છે, એમ સમજી તે બોલ્યો, "ઠીક, તું તારા શેઠ પાસે

જા—હું દાકતરને તેડીને ઝટ આવું છું."

ભજહરિના ખોળિયામાં જીવ આવ્યો. તે ઝડપી પગલે ત્યાંથી જતો રહ્યો.

*     *     *

જયંતને તપાસી દાકતર કહેતો ગયો કે દરદીને સૈયડ નીકળવાનો સંભવ હતો. આટલો બધો તાવ, લવારો, ગળાનો અને કમરનો દુઃખાવો, એ બધાં શીતળાનાં જ પૂર્વલક્ષણ હતાં!

અવની ફિકરમાં પડી ગયો. ન કરે નારાયણ ને જયંતને કંઇ થયું તો તેને માટે જવાબદાર કોણ?

ભજહરિને બોલાવીને તેણે પૂછ્યું, "તારા શેઠને ઘેર એવું કોઇ માણસ છે કે જે અહીં આવી એની માવજત કરે?"

"છે, ગૌરીબહેન."

"તે તારા શેઠની શું સગી થાય?"

"તેની સાથે જ તો કીકાના વિવાહ કરવાની વાત ચાલતી હતી. ગૌરીબહેન કીકાના ઘરમાં જ મોટી થઇ છે, શેઠ."

"તેની સાથે તારા શેઠના વિવાહ થવાના હતા? મને તેની ખબર નહોતી!"

ભજહરિએ બહુ જ ટૂંકામાં જયંતના ઘરનો ઇતિહાસ કહ્યો. જયંત ગામ જઇ ઘરમાં પેઠા વગર જ પાછો આવ્યો હતો, તે વાત પણ તેણે કહી દીધી! જેને એકવાર પોતીકું કરી માનીએ, તેની આગળ કશું છાનું રાખવું નહિ, એ ભજહરિની મોટામાં મોટી ખોડ હતી. અવની આજે દુઃખના વખતમાં તેના કીકાની કાળજી કરતો હતો તેટલા ઉપરથી જ એકદમ ગળગળા બની જઇ ભજહરિએ તેને પરમ સ્વજન માની લીધો હતો!

અંદર અંદર આવા કરુણાજનક બનાવો બની ગયા હતા, તે અવની જાણતો નહોતો. જયંતને છેક નિરાધાર જોઇ તેની આંખમાં

પાણી આવ્યું. થોડીવાર વિચાર કરી તે બોલ્યો, "ભજહરિ, ત્યારે તારા ગામમાં ખબર મોકલીએ તો કોઇ આવશે કે નહિ ?'

ભજહરિએ હતાશ થઇ નકારસૂચક ડોકું હલાવ્યું.

"વારુ," અવનીએ કહ્યું, "ખબર તો આપીએ, પછી જે હશે તે જોઇ લઇશું—અને આ સામેવાળા જગતબાબુને તું ઓળખે છે કે ?"

"હા. આજે તે પણ અહીં નથી—હોત, તો કેટલો ફેર પડતે !"

"તેને પણ હું ખબર આપું છું. તે પણ ધારે તો આવી શકે એમ છે."

અવની સીધો તાર કરવા ગયો.



# બા વી સ

તાવમાં જયંતને એકાએક ભાન આવ્યું.

કપાળ ઉપર કોઇના કમળ જેવા કોમળ સુંવાળા હાથના સ્પર્શનો તેને અનુભવ થયો. એ હાથ તો ભજહરિનો નહોતો—જયંતે આંખ ઉઘાડવાની તજવીજ કીધી, ઉઘડી નહિ. તેની આંખે ખૂબ બળતરા થતી હતી.

તેના આખા શરીરે પણ ગરમ સોયા જેવું કંઇ ફટાફટ ભોંકાતું હતું—તે દુઃખ તેનાથી ખમાતું નહોતું. ધીમા, દુઃખી અવાજે તેણે પૂછ્યું, "કોણ, ઇંદુ ?"

ભજહરિ પાસે જ બેઠેલો હતો. તે બોલી ઉઠયો, "કપાળ ઇંદુ ! તારી ઇંદુ ક્યાં છે? આ તો ગૌરીબહેન છે! જગતબાપુને તાર કર્યો હતો, પણ તેણે તો રોકડું પરખાવી દીધું કે અમારાથી હમણાં અવાય તેમ નથી! અને તાર મળતાં જ ગારીબહેન અહીં દોડી આવી! ખોતીકાં વગર કોઇને લાગે? કેમ બોલ્યા નહિ, મુનીમજી?"

કાળીશંકરના ઠાંસવાનો અવાજ જયંતને કાને પડ્યો. અજબ થઇ ધીમે સ્વરે તે બોલ્યો, "ગૌરી? ગૌરી? ગૌરી આવી છે?" એટલું બોલી તે પાછો ચૂપ થઇ ગયો.

તેના માથા ઉપર હળવે હળવે હાથ ફેરવતી ગૌરી ચૂપ બેસી રહી.

જયંતને આખે શરીરે શીતળાના ફોલ્લા ફૂટી નીકળ્યા હતા. તે જોઇ ભજહરિ ગળગળો થઇ બોલ્યો. "મારા કીકાને જો કંઇ થશે તો હું જીભ કરડીને મરીશ. હે મા શીતળ!—"

ગૌરીએ ભવાં ચઢાવી ભજહરિને મૂગા રહેવાની ઇસારત કીધી.

થોડીવાર તો ભજહરિ જેમ તેમ કરી જયંત તરફ જોતો જોતો મૂગો બેસી રહ્યો. પણ પછી પાછો બોલ્યો, "હેં મુનીમજી, દાકતર સાહેબ સાચેસાચ કહી ગયા કે કીકાની આંખમાં પણ મા પધાર્યાં છે? ના, ના—એ જૂઠી વાત, નહિ?"

"ભજહરિ," ગૌરી તીવ્ર કંઠે બોલી, "લવારો ના કર. જા, તું અહીંથી જતો રહે!"

"આટલી વાર માફ કર, બહેન," રડવા જેવું મોં કરી ભજહરિએ હાથ જોડીને કહ્યું.

"ભલે. પણ જો ફરીથી કંઇ બોલ્યો તો અહીં બેસવા દઇશ નહિ."

બેઉ ઘૂંટણ વચ્ચે માથું રાખી ભજહરિ છાનોમાનો રડવા લાગ્યો.

સારો દિવસ નીકળી ગયો. પથારીમાં પોટલાં જેવો પડયો

પડયો જયંત તરફડિયાં મારતો હતો—તેણે પાસાં ફેરવ્યાં, ચત્તો થયો, ઉંધો પડયો, પણ કોઇ પણ રીતે તેના જીવને કરાર વળ્યો નહિ—જાણે હજારો અણીદાર ભાલા ઉપર સૂતો હોય એમ તેને લાગતું હતું. હોઠ ઉપર હોઠ બીડી તે આ મર્મભેદી દુઃખ ગુપચુપ સહન કરવાની જીવતોડ મહેનત કરતો હતો, પણ વ્યર્થ—તેના શરીર ઉપરનાં સેંકડો ગૂમડાં મારફતે અંદરનો હાહાકાર બહાર ફૂટી નીકળતો હતો.

મોં મરડી રુંધાયેલે સાદે તે વારંવાર બોલી ઉઠતો હતો, "બાપ રે ! આ દુઃખ નથી ખમાતું રે ! હવે તો મરૂં, તો છૂટકો થાય !"

રડી રડીને ભજહરિએ આંખો આંધળી કરી મૂકી—ડોસાની ઘરડી આંખમાં પણ એટલું બધું પાણી હતું !

પણ ગૌરી પથ્થરની મૂર્તિ જેવી સ્થિર બેસી રહી હતી. તેના અંતરની વાત તો અંતર્યામી જાણે, પણ બહારથી તો તેની આંખમાં આંસુનું એક ટીપું કે તેના શાંત ચહેરા ઉપર અશાંતિનું એક ચિન્હ સુધ્ધાં દેખાતું નહોતું. દરદીનાં દવાદારૂ અને સેવા-ચાકરી—જે વખતે જેની જરૂર હોય તે વખતે તે—નો બંદોબસ્ત એક પણ બોલ બોલ્યા વિના તે ઘડિયાળના કાંટાની માફક કરતી હતી.

સાંજે જયંત અરધો ભાનમાં, અરધો બેભાન, સૂતેલો હતો. એકાએક તે બબડી ઉઠયો, " ઇંદુ, ઇંદુ ! તું નહિ આવી ? આખરે તેં મને દગો દીધો ? " તેની મીંચેલી આંખ ફોડી જળ નીકળ્યું.

રોગની આ નરકયાતનામાં પણ જયંત ઇંદુને ભૂલી શકયો નહિ. એ દુઃખ ગૌરીના કાનના કોઇ ખૂણામાં ભારેલા અગ્નિ જેવું દબાઇને પડયું હતું. જયંતના ઉપલા શબ્દો સાંભળી તે ભડ ભડ કરતું ભડકો લઇ ઉઠયું. રખેને ભજહરિ તેનો બળતો ચહેરો જોઇ લે, એ બીકે ઝડપથી મોં ફેરવી તે બોલી, "બત્તી વધી ગઇ છે, ભજહરિ, હું જરા નાની કરતી આવું." પણ દુઃખમાં ડૂબેલા

ભજહરિના જોવામાં આવ્યું નહિ કે ગૌરીએ દીવેટ નાની કરવાને બદલે સામી વધારે મોટી કરી મૂકી હતી !

દરમ્યાન અવની ઘરમાં આવ્યો. ગૌરીને જોઇ તે સહેજ અચકાયો. પણ ગૌરી તરત પાછળને બારણે થઇ રવેશમાં જતી રહી.

“ભજહરિ,” અવનીએ પૃછ્યુ, “તારા શેઠને કેમ છે ?”

આ અવાજ જયંતને કાને ગયો—તે ચમક્યો. અંધારામાં પણ અવનીએ તે જોયું.



# તેવીસ

દેવઘડ જઇશું તો ઇંદુલેખા જયંતને જલદી જલદી ભૂલી જશે એવી જગતબાબુની ગણતરી હતી. પણ ત્યાં જઇને જોયું તો ઇંદુલેખા હતી તેવી પણ રહી નહિ—રોજ રોજ વધારે ને વધારે ઉદાસ બનતી ગઇ.

આજકાલ ઇંદુ આખો વખત બેચેન રહેતી હતી. ઘરમાંથી એક ડગલું પણ બહાર નીકળતી નહોતી અને વિના કારણે નોકર-ચાકરો જોડે લડવઢ કરતી હતી. અને એ જ ઇંદુ બે દિવસ પહેલાં વીજળી જેવી ચંચળ હતી, ઝરણાના જેવો મધુર કલરવ કરતી હસતી હતી ! તેની આંખોની આસપાસ કાળા ડાઘનાં કુંડાળાં દહાડે દહાડે વધતાં હતાં, તેના ગાલ ઉપરનો ગુલાબી રંગ ધીમે ધીમે ઊડી

જતો હતો, અને તેનું માંસલ શરીર આસ્તે આસ્તે સુકાતું જતું હતું.

શું કરવું તેની જગતબાબુને સમજ પડતી નહોતી. એક દહાડો ઇંદુને પોતાની પાસે બોલાવી તેમણે કહ્યું, "હેં બહેન, તું ; કેમ આમ દિન પર દિન સુકાતી જાય છે?"

"બાપા," હસવાનો ડોળ કરી ઇંદુએ જવાબ દીધો, "તમને કંઇને બદલે કંઇ દેખાય છે—તમારા ચશ્માનો નંબર બદલાવવાની જરૂર છે!"

"તને અહીં ગમતું નથી?"

"ખૂબ ગમે છે."

"ત્યારે?"

"ત્યારે—શું, બાપા?"

"ત્યારે તું આમ ઉદાસ કેમ રહે છે?"

"તમે ખાલી તેની તે વાત પૂછ્યા કરો છો, બાપા—હવે હું તમારા સવાલના જવાબ દઇશ નહિ."

ઇંદુના કપાળ ઉપરથી છૂટા વાળ સરખા કરતાં કરતાં જગતબાબુએ પટામણે અવાજે કહ્યું, "ઇંદુ, બેટા, મારાથી છુપાવ ના—સાચું કહે, દીકરા, હજી પણ જયંત સાથે પરણવાની તારી ઇચ્છા છે?"

ઇંદુ ત્યાંથી ચાલી ગઇ—જતાં જતાં ડોકું ધુણાવીને ના કહેતી ગઇ.

પોતાના ઓરડામાં જઇ તેણે વિના કારણે બારણાં જોરથી અફાળીને બંધ કર્યાં.

* * *

દરમ્યાન એક દહાડો જગતબાબુને અવની તરફથી ઓચિંતો એક તાર મળ્યોઃ—"જયંત ઘણો સિક છે. શીતળા નીકળવાનો સંભવ છે. કલકત્તે આવો તો ઠીક. રોગીની સંભાળ લેનાર કોઇ નથી."

તાર વાંચી પહેલાં તો જગતબાબુનું મન પીગળ્યું, કારણ, જયંત ઉપર તેમને ખરેખર વહાલ હતું, તેઓ તેને પુત્ર સમાન

ચાહતા હતા. પણ પછી તરત જ તેમને તેની ખરાબ ચાલચલગતની વાત યાદ આવી. તેમને લાગ્યું કે અત્યારે કલકત્તે જવું ઠીક નહોતું. જો જયંત સાથે ઇંદુને નહિં જ પરણાવવી હોય, તો એ બેઉ જેમ બને તેમ ઓછા મળે તેવો ઉપાય કરવાની જરૂર હતી—તે પિતા, તેણે પોતાની દીકરીનાં શુભાશુભનો વિચાર પહેલો કરવો જોઇએ. અને જયંતે પણ શા માટે તેમની ઉપર આધાર રાખવો જોઇએ? તે પૈસાદારનો દીકરો હતો, દેશમાં તેનાં મા બ્હેન હતાં—શા સારૂ તે પોતાને ઘેર જતો નહોતો? તેઓ પારકા, તેમને આમ ગળે પડવાની શી જરૂર? જયંત શું હજી એમ ધારતો હતો કે તેઓ તેને ક્ષમા કરશે?—ના, બિલકુલ નહિ!

આમ લાંબા લાંબા વિચાર કરી તેમણે તારથી જવાબ આપ્યો—"જયંતને કહો દેશમાં પોતાને ઘેર જાય. અમે હમણાં આવી શકીએ તેમ નથી."

અવનીનો તાર જગતબાબુએ ફાડી નાંખ્યો; રખે ઇંદુનું મન ચંચળ બને, એ ભયે તેમણે તેને એ વિષે કંઇ કહ્યું નહિ.

જગતબાબુએ ઘણાં ય ફાંફાં માર્યાં, ધરતી, પાતાળ ને આકાશ એક કર્યાં, પરંતુ કોઇ પણ રીતે તેઓ ઇંદુનું મન મનાવી શક્યા નહિ. આખરે, આવી સરસ આબોહવામાં પણ, ઇંદુને રોજ ધીમો તાવ આવવા લાગ્યો. તે જોઇ જગતબાબુ પરદેશની હવા ખાવાનો વિચાર માંડી વાળી જલદી જલદી કલકત્તે પાછા જવાને અધીરા બન્યા. પણ ઇંદુ એકાએક હઠ લઇ બેઠી, "મારે હવે કલકત્તે જવું નથી!"

ઇંદુ તેમની દીકરી, તેમના જ ખોળામાં મોટી થયેલી, તેનો સ્વભાવ તેઓ બરાબર જાણતા હતા; તો પણ આજે તેમને આ તરુણ છોકરીનું મન સમજવું એ એક ભારી ઉખાણા જેવું થઇ પડયું.

'કલકત્તે નથી જવું—એટલે?" તેમણે અજબ થઇ પૂછ્યું.

"એટલે એમ કે મારે અહીં જ રહેવું છે," ઇંદુએ

સકકસપણે જવાબ દીધો.

"અહીંનાં હવાપાણી તને સદતાં નથી."

"ત્યારે તો કલકત્તાનાં ધૂળ અને ધુમાડો એ કરતાં યે ઓછાં સદશે !"

"પણ—"

"પણ ને બણ કંઇ નહિ—'સો તમારી રામદુહાઇ પણ એક મારું ઉંહૂં !' તમે માથું ફોડીને મરી જશો, બાપા, તો ય હું અહીંથી એક તસુ પણ ખસવાની નથી. જુઓ તો ખરા," કહી ઓરડાની બારી ખોલી નાંખી હાથ લાંબો કરી બહાર દેખાડતી ઇંદુ બોલી, "જુઓ તો ખરા, બાપા, અહીં કેવું ભૂરું આકાશ, કેવા છબી જેવા પહાડ, કેવું લીલું વન, અને કેવી ઉછળતા તરંગોવાળી નદી છે ! જોઇને આંખને કેવી ઠંડક વળે છે ! એ બધું છોડી મારે કલકત્તે જવું નથી. આવતી વખતે તમે મને જોરજુલમ કરી લઇ આવ્યા. હવે જતી વખતે તમે ગમે તેટલો જોરજુલમ કરશો તો ય હું જવાની નથી !" એટલું કહી ઇંદુ હસવા લાગી.

તેને હસતી જોઇ જગતબાબુને ધીરજ આવી. તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

પણ જગતબાબુ નજર બહાર ગયા કે તરત જ ઇંદુનો ચહેરો પાછો બદલાઇ ગયો—એક ઉંડી હાય નાંખી, ઉદાસ બની, પથારીમાં પડી ઓશીકા તળે માથું ઢાંકી તે સૂઇ ગઇ. અત્યાર સુધી એક કુશળ નટીને છાજે તેવી રીતે તેણે પિતાને છેતરવાની તજવીજ કીધી હતી, પણ એ બહારના અભિનયથી તે હવે પોતાની જાતને છેતરી શકી નહિ.

આમ ને આમ બીજા થોડા દિવસ નીકળી ગયા.

એક દહાડો બપોરે જગતબાબુ કંઇ વાંક માટે પોતાના માનીતા નોકર માણેકચંદને મોટે મોટે દબડાવતા હતા, અને માણેકચંદ તેમની

ધમકીની દરકાર ન કરતાં હાથ આડો રાખી મૂગો મૂગો હસતો હતો, તે વખતે ટપાલી આવી એક કાગળ આપી ગયો.

તરતવેળા માણુકાને ધમકાવવાનું મોકૂફ રાખી જગતબાબુએ કાગળ ખોલ્યો. કાગળ અવનીનો હતો, તેમાં તે લખતો હતો—

"મુરબ્બીશ્રી જગતબાબુ,

જયંતના મંદવાડની ગરબડમાં આટલા દિવસ તમને પત્ર લખી શક્યો નહિ, તે માટે મને માફ કરશો.

મારા તારનો તમે જે જવાબ આપ્યો તે ઉપરથી મને લાગે છે કે જયંત ઉપરનો તમારો રોષ હજી ઉતર્યો નથી. પણ મારો આ પત્ર વાંચ્યા પછી તમારી ખાતરી થશે કે તેની ઉપર રોષ કરવામાં તમે તેને ક્રૂર અન્યાય કર્યો છે.

જયંત ઉપર ઉપરાછાપરી આવી પડેલી આફતોની તમને ખબર નહિ હોય. તેની મા મરી ગઇ છે, તમારી છોકરીના પ્રેમને ખાતર તેને પોતાની બાપીકી મિલ્કતનો અરધો ભાગ ખોવો પડ્યો છે, દેશમાં એકવારના તેના પોતાના ઘરમાં પગ મૂકવા જેટલો પણ તેને હવે અધિકાર નથી. આટલું જાણે ઓછું હોય, તેમ આજે તે એક જીવલેણ રોગનો ભોગ થઇ મરવા પડ્યો છે. શીતળાના રોગથી પીડાતો કોઇ એક ભિખારી રસ્તામાં પડ્યો હતો, તેને મદદ કરવા જતાં તે પોતે જ એ રોગથી પટકાઇ પડ્યો છે—એમાંથી તે કદાચ બચે તો પણ તેની આંખો જશે, તે હંમેશને માટે આંધળો થશે !"

આટલે સુધી વાંચી જગતબાબુ ગભરાઇને એકદમ ઉભા થઇ ગયા—તેમના હાથમાંથી કાગળ નીચે ભોંય ઉપર સરી પડ્યો. તેમના મોંમાંથી આપોઆપ શબ્દો નીકળી પડ્યા, "ઓ રામ, કેવું ભયા-

નક ! આંધળો—જયંત આંધળો ! શિવ, શિવ !" તેમની છાતી ધ્રૂજી ઉઠી.

કેટલીએક વાર જડ જેવા ઉભા રહ્યા પછી અત્યંત દુઃખી દિલે તેઓ પાછા બેસી ગયા, અને ભોંય ઉપરથી કાગળ ઉપાડી આગળ વાંચવા લાગ્યા—

"બીજી એક વાત તમને કહું. જયંતને દુરાચરણી માની તમે તેને ઘરમાંથી હાંકી કાઢયો, એ પણ તમે બહુ ખોટું કામ કર્યું છે, કારણ કે તે નિર્દોષ છે. એક સારા ગવૈયાનું ગાયન સંભળાવવાને બહાને આપણો સ્વર્ણેંદુ તેને ફોસલાવીને બાઇજીને ઘેર લઇ ગયો હતો—અંદર જઇને બેઠો ત્યાં સુધી જયંત ઘુણાક્ષરે પણ જાણતો નહોતો કે તે કોના ઘરમાં ગયો હતો. જ્યારે ખરી વાત તેના જાણવામાં આવી, ત્યારે પહેલી જ તકે તે ઉઠીને બહાર નીકળી ગયો. જયંત ઉપર સ્વર્ણેંદુને અત્યંત દાઝ છે. તેથી તેણે આ પ્રમાણે તરકટ કરી પોતાનું વેર વાળી લીધું છે. આ બધી વાત મેં ખુદ સ્વર્ણેંદુને મોંઢેથી જ સાંભળી છે. માટે જયંત નિરપરાધી છે, એ વિષે જરા ય શક નથી. અનેક વખત નજરે જોયેલી વાત પણ ખોટી ઠરે છે, તેનો તમને આ ઉપરથી અચૂક પુરાવો મળે છે.

"આટલાં આટલાં દુઃખ, શોક, અપમાન અને આફતમાં પણ, ભયંકર રોગની યંત્રણામાં પણ, જયંત તમારી છોકરીને ભૂલી શકયો નથી; અરે, તાવની ઘેનમાં તે જે લવારો કરે છે, તેમાં યે 'ઇંદુ, ઇંદુ,' કરી ચીસ પાડી ઉઠે છે! તેનો પ્રેમ આટલો બધો ઉંડો હશે તે હું જાણતો નહોતો. પથારીમાં પડયો પડયો રોગની લાયમાં તરફડિયાં મારતો મારતો પણ તે વારંવાર બોલે છે, 'મારી આ માંદગીની વાત સાંભળીને પણ ઇંદુ આવી નહિ!' મને લાગે

છે કે રોગ કરતાં પણ તમારા જવાબે એને વધારે દુઃખી બનાવ્યો છે.

"જગતબાબુ, તમારી ફરજ શું છે તેનો તમે પોતે જ વિચાર કરી લેજો.

"તમારૂં મંગલ થાઓ એવી પ્રાર્થના કરૂં છું. એ જ. નમસ્કાર.

લી૦ સેવક અવની"

જગતબાબુએ પત્ર પૂરો કર્યો ત્યારે તેમના હૃદયના ધબકારા જાણે બંધ પડી ગયા હતા. તેઓ ઘણીવાર સુધી પથ્થરની માફક સ્થિર બેસી રહ્યા. પછી દુઃખનો આવેગ વધુ વાર રોકી ન શકવાથી બેઉ હાથે બેઉ લમણાં દાબીને ધરી તેમણે પાસેની ટેબલ ઉપર માથું નાંખી દીધું—તેમના દિલને આવો સખત ફટકો અગાઉ કદી લાગ્યો નહોતો. તેમને લાગ્યું કે જયંતના સમસ્ત દુર્ભાગ્ય માટે તેઓ પોતે જ જોખમદાર હતા. કોઇ પણ રીતે આ વિષે પોતાનું મન મનાવી ન શકવાથી આખરે તેઓ બોલી ઉઠયા, "જયંત, જયંત, મને માફ કર. હું નરાધમ, મારા પાપનું પ્રાયશ્ચિત્ત નથી. બસ, તું મને માફ કર!"

બાજુના ઓરડામાં બારી પાસે બેસી ઈંદુ બહારનો કુદરતી દેખાવ જોઇ રહી હતી. કલકત્તા છોડી આવ્યા પછી તેના દુઃખી દિલનો એકમાત્ર દિલાસો હતો—ધરણીનું આ શામળું મુખ: થોડે દૂર એક બાજુ શેરડીનાં અને એક બાજુ અડદનાં ખેતરો વચ્ચે સૂકી નદી શાંત બપોરના ભરતડકામાં જાણે પોતાનું રેતાળ શરીર લાંબું નાંખી કરારને જીવે ઉંઘે છે; વચ્ચે વચ્ચે પગને તળિયે ચાલતી છાયા નાંખી ખેડુતોની છોકરીઓ રેતી ખૂંદતી ખૂંદતી પાણીનાં બેડાં લઇને જાય છે; કાંઠા ઉપર અહીં તહીં નાનાં નાનાં ટોળાં થઇ ગાયો, ભેંસો અને બકરીઓ ચરે છે; કેથે કેથે ઉંચાનીચા પથ્થરના ઢગલા ઉપર બે ચાર બગલાં ગરદન વાંકી કરી બેઠાં છે—કેમ જાણે છબીમાં ચીતર્યાં હોયને! ઘણે દૂર, આકાશ અને પૃથ્વીની સીમા-

રેખા ઢાંકતો, ખડકવાળો, મસ મોટા સ્થિર વાદળ જેવો એક પહાડ કમર માંથી વાંકા વળી ગયેલા ડોસા જેવો ઉભો છે—તેને આખે શરીરે વારે વારે તડકા અને શીળાનો વિચિત્ર ફેરફાર થાય છે ! આ બધા જાતજાતના દેખાવો ઉપર ઈંદુની નજર બેધ્યાનપણે ફરતી હતી, તેવામાં પિતાના પશ્ચાત્તાપનો અવાજ તેને કાને પડયો. અજાયબીથી ચમકીને તે બોલી ઉઠી, "બાપા, મને કંઇ કહો છો ?"

"અહીં આવ, ઈંદુ," ખોખરા અવાજે જગતબાબુએ તેને બોલાવી.

ઈંદુ ઝટ દોડી ગઇ—પણ પિતાનો ચહેરો જોઇ તે આભી બની ગઇ.

જગતબાબુએ આંગળીની ઇસારતથી ટેબલ ઉપર પડેલો કાગળ દેખાડયો—મોંઢેથી કંઇ કહ્યું નહિ.

પત્ર વાંચતાં વાંચતાં ઈંદુના ચહેરાનો રંગ પાણી જેવો થઇ ગયો—પત્ર વાંચી રહેતાંની સાથે જ તે એક ધીમી ચીસ પાડી ધમ દઇને જમીન ઉપર બેસી ગઇ.

જગતબાબુએ તેને ઉંચકીને પથારીમાં સુવાડી દીધી. થોડીવારે તે સાવધ થઇ.

આસ્તે આસ્તે પલંગ ઉપરથી ઉતરી ખભળાયેલા તીણા સ્વરે તે બોલી, "બાપા !"

જગતબાબુએ મોં ઉંચું કરી તેની સામું જોયું.

"બાપા, અવનીબાબુના તારની વાત તો તમે મને કહી નહિ."

તેમની પોતાની જ દીકરી આગળ જગતબાબુએ આજે ગુનેગારની માફક માથું નીચું કર્યું.

"સમજી, બાપા, રખેને હું ફિકર કરૂં એ બીકે તમે મને તાર દેખાડયો નહિ. પણ અત્યાર કરતાં તે વખતે હું શું વધારે ફિકર કરતે, બાપા ? હવે તો આખી જીંદગી ફિકર કરવી પડશે !"

જગતબાબુએ જવાબ દીધો નહિ.

"ચાલો, બાપા, સરસામાન બાંધવા કરવાનો હુકમ આપો—આપણે આજ ને આજ કલકત્તે પાછા જઇએ!"



# ચો વી સ

"ગૌરી ?"

"બોલો."

"હજી તું બેઠી છે ?"

"હા."

"હવે તારે ઉજાગરો કરવાની જરૂર નથી, ગૌરી, મને સારું છે. જમના ડાચામાંથી પાછો આવ્યો છું, હવે ભય નથી."

"તમે એવી વાત ના કહો—મને બહુ દુઃખ થાય છે."

"જેઓ મારી ઉપર માયા રાખે છે, તેમને દુઃખ દેવાને માટે જ હું સર્જાયો છું! જો ને, માને એટલું બધું દુઃખ દીધું કે તે દુનિયા છોડીને ચાલતી થઇ! આજે મા નથી, તેની જગાએ તું છે—હવે તને નહિ તો બીજા કોને દુઃખ દઉં ?"

"તમે ઉંઘી જાઓ—જરા નિરાંતે ઉંઘો. જોતા નથી કેટલી બધી રાત ગઇ છે તે!"

"રાત ગઇ કે દિવસ ગયો, તેની ખબર જેમને માટે રાત-દિવસ છે તેઓ ભલે રાખે! આંધળાને રાત કેવી અને દિવસ કેવો ?"

ગાંડાની માફક જયંતે કઠોર હાસ્ય કર્યું. તેના હાસ્યે ગારીની છાતીનાં હાડકાં ઉપર જોરથી અથડી વજ્ર જેવી ગર્જના કરી. બેઉ હાથનો ટેકો દઇ ધીમે ધીમે પથારીમાં બેઠો થઇ જયંત બોલ્યો, " ગૌરી, દુનિયામાં હજી ચંદ્ર ઉગે છે, તારા ચમકે છે, પ્રકાશ પડે છે ? હજી આકાશ પહેલાંના જેવું જ ભૂરું છે, ઝાડ પહેલાંનાં જેવાં જ લીલાં છે, ફૂલ પહેલાંનાં જેવાં જ રંગીન છે ? ત્યારે મારી આગળથી કેમ બધું એકીવારે ભુંસાઇ ગયું છે ? મારા અંતરમાં જે મસ્ત જગત અત્યારે ઘૂ ઘૂ કરે છે, તેમાં નથી સૂર્ય ઉગતો, નથી ચંદ્ર હસતો કે નથી ફૂલ ફૂટતાં—ત્યાં કેવળ એક જણ વાસ કરે છે, દિનરાત તે કેવળ અવિરામ શાંતિનું ધ્યાન ધરે છે—તેનું નામ અંધકાર ! તમે લોક તેને ઓળખો છો, પણ તમે કોઇએ મારી માફક તેને સ્પષ્ટ જોયો નથી, ના, કોઇએ નહિ !" જયંતના સ્વરમાં ગંભીર રૂદનનો સૂર હતો.

ગૌરી લુગડાના છેડા વડે આંખો લૂછી બોલી, " તમને પગે લાગું, બસ કરો. "

જયંત પાછો સૂઇ ગયો. તેના મનનો આવેગ જાણે તેનો દેહ ફાડી બહાર નીકળવા મથતો હતો. કેટલીએક વાર રહીને પસ્તાવો કરતો હોય તેવા અવાજે તે બોલ્યો, " ગૌરી, માને શાપે આજ મારી આ દુર્દશા થઇ. "

" માએ તમને કયારે શાપ દીધો ? એવી વાત કરશો નહિ. "

" જોયું, મારૂં મન કેવું પાપી છે ? મારા દુર્ભાગ્ય માટે માને દોષ દઉં છું ! તેની રીસને હું શાપ સમજી લઉં છું ! બહારની આંખોની સાથે સાથે મારી અંતરની આંખો પણ આંધળી થઇ ગઇ છે કે શું ? "

ગૌરી મૂગી બેસી રહી. જયંત પણ મૂગો મૂગો વિચાર કરવા લાગ્યો.

થોડીવાર રહીને તેણે પૂછ્યું, "અહીં બીજું કોઇ છે કે ?"

"ના."

"ઠીક, ત્યારે તો તને એક વાત પૂછી લઉં—તું શું હજી પણ મને ચાહે છે ?"

ગૌરી એકદમ થંભ ! અંધ જયંત જોઇ શક્યો નહિ કે તે કેવી ટીકી ટીકીને તેના તરફ જોતી હતી, તેની નજરમાં કેવી મમતા ભરેલી હતી.

"આ અંધ, કૂબડા, અકૃતજ્ઞ જયંતને આ જગતમાં હવે કોઇ ચાહશે નહિ, ગૌરી, કોઇ ચાહશે નહિ—ના, તું પણ કદાચ નહિ !"

ગૌરીએ મહા મહેનતે દુઃખી, ગળગળે સ્વરે જવાબ દીધો, "તમે આંધળા થયા, તેથી શું હું તમારો તિરસ્કાર કરીશ ? હું ?"

જયંતનો ચહેરો ફિક્કો પડી ગયો. બેઉ હાથના બન્ને મૂઠામાં પથારીની પિછોડી દાબીને ધરી તે બોલ્યો, "ત્યારે તું મને હજી પણ ચાહે છે ! ના, ગૌરી, તું મને ચાહતી ના—તારો પ્રેમ હું તને કેવી રીતે પાછો વાળીશ ? હું તો તને ચાહી શકીશ નહિ. હા, હું તારી ઉપર વહાલ રાખીશ, પણ તે એક ભાઇ તરીકે—તે ઉપરાંત મારા પ્રાણમાંથી બીજું કશું તને શોધ્યું જડશે નહિ ! હું તારી સાથે કપટ કરવા માગતો નથી. જેને મેં મારૂં આખું મન અર્પણ કરવા ધાર્યું હતું, તેણે આ દુઃખના વખતમાં મારો ત્યાગ કર્યો છે. છતાં, તેને જેવી રીતે હું ચાહતો હતો, તેવી રીતે તને તો હું ચાહી શકીશ નહિ. ગૌરી, મારી આ ક્રૂર પણ સત્ય વાત સાંભળી તું ગુસ્સો કરતી ના. કહે, આ વાત જાણ્યા પછી પણ તું મારો ત્યાગ તો નહિ કરશે ને ?"

જેમતેમ કરી રોવું અટકાવી લજ્જાનો બંધ ભાંગી ગૌરીએ જવાબ દીધો, "તમે મારો તિરસ્કાર કરો છો, પણ હું તો કેવળ

તમારા આ બે ચરણની પૂજા કરવાનું સૌભાગ્ય માગું છું—એટલી મારી અરજ મંજૂર કરો."

ગૌરીએ અગાઉ કોઇ દિવસ જયંત પાસે દિલ ખોલીને વાત કરી નહોતી—તે કહેતાં શરમાતી હતી. પણ, જ્યારે વાત જીવ પર આવે, ત્યારે કાયર પણ શૂરો બને છે.

"ગૌરી," જયંતે ધીરે ધીરે કહ્યું, "મેં તારી તરફ જે નિર્દય ચાલ ચલાવી છે, તે તમામ ભૂલી જઇ કરુણામય દેવી જેવી તું મારી રોગશય્યા પાસે બેઠી છે—દિનરાત, આહારનિદ્રા તજીને, તેં સેવાચાકરી કરી ન હોત તો આ નિર્દય જયંતનું નામ પૃથ્વી ઉપરથી કેદહાડનું ભુંસાઇ ગયું હોત. આ પ્રાણ તેં બચાવ્યા છે, એ પ્રાણ ઉપર આજે તારો જ હક છે. પણ વિચાર કરી જો, ગૌરી, હું આજે છું—આંધળો, કૂબડો, જીવતું મુડદું! એવો ભારી બોજો તું આખી જીંદગી ઉપાડશે ?" કહી ગૌરીનો એક હાથ લઇ જયંતે પોતાની છાતીએ ચાંપ્યો.

ગૌરીનો હાથ જયંતની મૂઠીમાં ધ્રૂજવા લાગ્યો—પણ તે એક શબ્દ સરખો યે બોલી શકી નહિ.

"ગૌરી," જયંત પાછો બોલ્યો, "તારે રૂપ છે, ગુણ છે, પૈસા છે. ચાહે તો તું રાજાની રાણી બની શકે એમ છે. ત્યારે શા સારૂ તારૂં જીવન મારી પાછળ વેડફી નાંખવા તૈયાર થાય છે? હજી પણ વિચાર કરી જો, ગૌરી. એકવાર ભૂલ કીધા પછી જીવનમાં તું તે ફરી સુધારી શકશે નહિ. માટે—"

જયંતની વાત સાંભળી ગૌરીના શરીરમાં કોઇએક જાતની અધીરાઇનો આવેગ ફરી વળ્યો. આટલા દિવસ સુધી જે આકાંક્ષા પહાડની ખીણમાં ગોંધાઇ રહેલા ઝરણાના પ્રવાહની માફક તેના અંતરમાં અછાડપછાડ કરી રહી હતી, તેને આજે બહાર નીકળવાની તક મળી. આજે તે પોતાનું મન કાબૂમાં રાખી શકી નહિ—

એકાએક જયંતની છાતી ઉપર માથું નાંખી દઇ ડચકાં ખાતી ખાતી ગદ્દગદ્દ કંઠે તે બોલી ઉઠી, "બસ કરો, હવે બસ કરો—મને વધારે ના સતાવો. હું ઈશ્વર પાસે માગી લઉં છું કે એવી ભૂલ હું જન્મોજન્મ કરૂં!"

જયંત મૂઢ જેવો થોડી વાર સ્તબ્ધ થઇ પડી રહ્યો. પછી ગાઢ, કોમળ સ્વરે અચકાતો અચકાતો તે બોલ્યો, "હું ધારતો હતો કે મારૂં આ વ્યર્થ જીવન નિર્જળ નિર્જન મરુભૂમિની માફક સંસારમાંથી છૂટું પડી હાહા કરીને મરશે; પણ તેમાં તું આજે નદીની એક શીતળ ધારા જેવી કોઇ પણ જાતના નિષેધની દરકાર કર્યા વગર આવવા તૈયાર થઇ છે, ત્યારે તો આવ, ગૌરી, તને રોકવાની મારામાં તાકાત નથી. કદાચ તારા પ્રેમના રસે આ મરુપ્રાણ પાછા રસવાન બને યે ખરા, તારા સ્પર્શથી કદાચ તેને શાંતિ મળે યે ખરી!"



# પચ્ચીસ

બીજે દિવસે સવારે જયંત બેઉ હાથ છાતી ઉપર રાખી પથારીમાં સૂતેલો હતો—સૂર્યનાં કિરણો બારીમાંથી આવી તેના મોં ઉપર પડયાં હતાં, તે મૂગો પડયો પડયો પોતાના હૃદયમાં તે કિર-ણોના તાપનો અનુભવ કરી રહ્યો હતો, તેવામાં ભજહરિએ તેના ઓરડામાં દાખલ થઇ ખબર આપી, "કીકા, સામેવાળા જગતબાબુ

તને મળવા આવ્યા છે."

જયંત વહેલો વહેલો બેઠો થઇ ગયો. અજબ થઇ તે બોલ્યો, "જગતબાબુ ?"

"હા, અને પેલી છોકરી!"

જયંતના મોં ઉપરનો અંધકાર ગાઢ થયો. ભવાં સંકોચી તે બોલ્યો, "ઇંદુ ?"

"હા. ગાડીમાંથી તેમનો સરસામાન ઉતરતો મેં જોયો—મને લાગે છે કે એ લોક હજી હમણાં જ બ્હારગામથી પાછાં આવ્યાં છે."

"તેમને ઉપર બોલાવી લાવ," જયંતે વિચાર કરી લૂખે અવાજે કહ્યું.

થોડીવાર પછી જગતબાબુએ અને તેમની પાછળ પાછળ ઇંદુએ ઓરડામાં પ્રવેશ કર્યો. જગતબાબુના ચહેરા ઉપર દિલગીરી હતી, તેની આંખમાં ઝળઝળિયાં હતાં અને તેની હિલચાલ ગુનેગારના જેવી સંકોચભરી હતી. ઇંદુ જડ બની ગઇ હતી, તેનું માથું છાતી ઉપર નમી પડયું હતું.

"જગતબાબુ, નમસ્કાર!" બારણાં તરફ અંધ આંખો ઉંચી કરી જયંતે કહ્યું, "પધારો!"

જયંતનો ચહેરો જોતાં જ જગતબાબુ ચમકીને ઉભા રહી ગયા—આ કોણ, જયંત ? પેલો હસમુખો, ગોરો ગોરો, પરમસુંદર જયંત ? માણસનો દેહ આટલો જલદી આમ બદલાઇ જાય ખરો ? જગતબાબુ પગથી માથા સુધી કંપી ઉઠયા—તેમની વાચા એકદમ બંધ થઇ ગઈ.

ઇંદુ વિવશ બની ભોંય ઉપર જ ફસડાઇને બેસી ગઇ—જયંતને એકવાર જોતાં જ તે ભયથી ધ્રુજી ઉઠી, બીજીવાર જોવાની તેની છાતી ચાલી નહિ.

"મૂગા કેમ ઉભા છો, જગતબાબુ ?" ફિક્કું હાસ્ય કરી

જયંત બોલ્યો, "આ જીવતું મુડદું જોઇ તમને બીક લાગે છે કે ?"

જગતબાબુની ચમક ભાંગી. ગાંડાની માફક દોડી જઇ જયંતને છાતી સરસો ચાંપી હાહાકાર કરતા તે બોલી ઉઠ્યા, "જયંત, જયંત, આ હું શું જોઉં છું ?"

જગતબાબુના ગાઢ આલિંગનમાં જયંત ચૂપ પડી રહ્યો.

કેટલીકવાર રહીને ધીમે ધીમે છૂટો થઇ જયંત જરા ખસતો બેઠો.

"જયંત," જગતબાબુ ગળગળા થઇ બોલ્યા, "મારી ઉપર રીસ કરતો ના, ભાઇ. હું બે હાથ જોડી તારી માફ માગું છું. તારા નિર્મળ ચરિત્ર ઉપર હું શક લઇ ગયો હતો—એ મહાપાપ આજે મને બાળી બાળીને મારે છે, એ પાપે મારાં દિનરાત ઝેર જેવાં કડવાં કરી નાંખ્યાં છે. માફ કર, ભાઇ, મને માફ કર. ઇંદુ, અહીં આવ, મા, અહીં આવ—જયંતના પગ ધરીને કહે, તારા બુઢ્ઢા બાપને માફ કરે !"

પણ ઇંદુને અત્યારે ભાન નહોતું—તે તો મુડદાં જેવી સ્થિર બની ભોંય તરફ ટગર ટગર જોતી ત્યાંની ત્યાં જ બેસી રહી.

મનના આવેગમાં જયંત ઇંદુની હાજરીની વાત ભૂલી ગયો હતો. જગતબાબુને મોંઢેથી ઇંદુનું નામ સાંભળતાં જ તે ચમકી ઉઠયો. આંધળી આંખો ઓરડાની ચારે તરફ ફેરવી અભિમાન[1]થી ફૂલી ફૂલીને તેણે કહ્યું, "ના, ના, ઇંદુને તસ્દી આપવાની જરૂર નથી. તમારી ભૂલ ભાંગી છે, તે જ મને બસ છે, તો જો કે આજને બદલે થોડા દિવસ પહેલાં તમે લોક આવ્યાં હોત તો આ રોગની ભયંકર યાતના છતાં પણ મારા મનને કંઇક શાંતિ મળતે !"

આ વાત ચાલતી હતી, તેવામાં અવની ત્યાં આવી લાગ્યો. બધાંને જોઇ અજબ થઇ તે બોલ્યો, "હલો, તમે લોક આવ્યાં છો કે ? મારી ખાતરી જ હતી કે તમે આવશો."

---

૧ કંઇ કારણસર અથવા કોઈની ઉપર ઓછું આવવાથી થતી લાગણી.

તેના બેઉ હાથ ઝાલી જગતબાબુએ કહ્યું, "અવનીબાબુ, હું તમારો હંમેશને માટે અત્યંત આભારી થયો છું. તમે જો કાગળ લખી સઘળી વાત જણાવતે નહિ, તો મારી છાતી ઉપર એક મહાપાપનો બોજો સદાનો રહી જતે !" આટલું કહી એક નિસાસો નાંખી તેઓ પાછા બોલ્યા, "હું ઇચ્છું છું કે મને બે દિવસ પહેલાં એ ખબર મળી હોત !"

"તો તો ખરેખર બહુ સારૂં થતે, જગતબાબુ," અવનીએ કહ્યું.

"અવનીબાબુએ તમને શું ખબર આપી હતી, જગતબાબુ ?" જયંતે વિચારમાં પડી જઇ પૂછ્યું.

"એમના કાગળ ઉપરથી કાલે જ અમે જાણ્યું કે તું નિર્દોષ છે. સ્વર્ણેંદુએ ચાલાકી કરી તને કેવી રીતે ફસાવ્યો હતો, તે તમામ ઇતિહાસ એમણે લખી જણાવ્યો હતો. એમનો કાગળ મળતાંની સાથે જ અમે અહીં દોડી આવ્યાં."

જયંત તદ્દન અવાક બની ગયો. પોતે રોગથી પથારીવશ થયો ત્યારથી તેણે અવનીને દરરોજ પડછાયા જેવો પોતાની પાસે બેસી રહેતો જોયો હતો, અને ભજહરિને મોઢેથી તેણે આ પણ સાંભળ્યું હતું કે તેને ઘેર ખબર આપી તેની સારવારમાં કચાશ ન રહે એવો તમામ બંદોબસ્ત પણ અવનીએ જ કર્યો હતો. અવની તેના મહોલ્લામાં જ રહેતો હતો, તો પણ અગાઉ જયંતને ઘેર તે ભાગ્યે જ આવતો હતો. એકલેખે જયંત તેને પોતાનો શત્રુ જ માનતો હતો. સ્વર્ણેંદુના નીચ કારસ્તાનમાં અવની પણ સામેલ હતો, એવી જયંતની માન્યતા આજ સુધી કાયમ હતી. તેથી અવની એકાએક તેની આટલી બધી કાળજી કરવા લાગ્યો, ચાલીચલાવીને તેની ઉપર ઉપકાર કરતો હતો, તેનું બીજું કોઇ કારણ ન જડવાથી જયંતે અનુમાન કર્યું હતું કે કદાચ તેને જેર કરવાની દાનતથી તે કોઇ નવી જ રમત રમતો હશે ! તો પણ પોતાનો શક તે જાહેર કરી

શક્યો નહિ. કારણ, અવનીની વર્તણૂકમાં આ આફતમાં તેને મદદ કરવાની ઇચ્છા સિવાય બીજો કોઇ ખરાબ હેતુ અત્યારસુધી તેના જોવામાં આવ્યો નહોતો.

આજે જગતબાબુની વાત સાંભળી જયંતનો તમામ સંદેહ મટી ગયો. આવા ભલા માણસ ઉપર શક લઇ જઇ તેણે તેના ઉપકારને અપકાર ધાર્યો તે માટે આજે જયંતને અંદર અંદરથી બહુ શરમ લાગી. કૃતજ્ઞ સ્વરે તે બોલ્યો, "અવનીબાબુ, જગતબાબુ ઉપર કાગળ લખી તમે મને જે લાભ કર્યો, તે માટે—"

અવની વચ્ચે જ બોલી ઉઠયો, "તે માટે કેવા શબ્દોમાં મારો ઉપકાર માનવો તેના વિચારમાં માથું દુઃખવવાની તમારે જરૂર નથી. મેં જે કંઇ કર્યું છે, તે મારું માથું બચાવવાને કર્યું છે. ખરી વાત કહેવામાં દોષ નથી—તમારી જોડેનો મારો સંબંધ થોડા દિવસ પહેલાં મીઠાશભર્યો નહોતો. એ સંજોગોમાં સ્વર્ણેંદુના દોષનો ટોપલો સહેજે મારે માથે આવી પડતે, કારણ, તે મારો જીવજાન દોસ્ત, મારી સાથે ફરેહરે, જગતબાબુને ત્યાં આવે. અને—ખરું ખોટું તો રામ જાણે, પણ—તમને યે મારી જ ઉપર વહેમ હતો."

"તમારી અટકળ ખોટી નથી," જયંતે શરમાઇને કહ્યું. "પણ હવે એ બધી વાત ભૂલી જાઓ. આફતમાં સહાય કરનાર તમારા જેવા મિત્રો આજે જગતમાં કયાં છે?"

આનંદમાં આવી જઇ જયંતને બેઉ ખભે પોતાના હાથ રાખી અવની બોલ્યો, "મેં તમને ઘણો અન્યાય કર્યો છે, જયંત બાબુ, તેના બદલામાં તમે આજે મને તમારી દોસ્તીનું દાન દીધું છે—એ દાન હું શ્રદ્ધાપુર્વક માથે ચઢાવું છું!"

દરમ્યાન ભજહરિ બેજાર જેવો ત્યાં આવ્યો અને બોલ્યો,

"તમે લોક મારા કીકાને હવે જરા જંપીને સૂવા દો—જોતા નથી એના શરીરની દશા ?"

"ભજ્જા," જયંતે કહ્યું, "હજી યે તને અક્કલ આવી નથી ? સારા માણસોને—"

"બેસ, બેસ, ડાહ્યલા !" ભજહરિએ મોં ચઢાવીને જવાબ દીધો. "આ ભજ્જાએ તારા કરતાં ત્રણ ગણી દીવાળીઓ જોઇ છે ! 'ઊંઆં ઊંઆં' કરતો તું આ દુનિયામાં આવ્યો ત્યારે ભજ્જાના માથામાં તો વાળ ને અક્કલ બેઉ પાકી ગયેલાં હતાં, ખબર છે ? ભજ્જાની અક્કલે ચાલ્યો હોત, તો આજે તારી આ દુર્દશા થઇ ન હોત ! તારૂં અસુખ વધી જાય તો ભોગવવાનું તો અમારે જ કેની !"

"ખરી વાત, ભજહરિ," અવનીએ હસીને તેને ટેકો આપ્યો, "અત્યારે જયંતબાબુને અમારે ઝાઝી તકલીફ આપવી નહિ જોઇએ."

"સાંભળ, કીકા, સાંભળ !" ભજહરિનું ચઢી વાગ્યું. "હવે કેમ કહેતો નથી કે ભજ્જાની માફક અવનીશેઠને યે અક્કલ નથી ?"

"ભજહરિ" જગતબાબુ બોલ્યા, "ફિકર ના કર, ભાઇ, અમે હવે જઇએ છીએ. ઇંદુ, ચાલ !"

ઇંદુ હજી તેમની તેમ ચૂપ બેઠેલી હતી. પિતાનો સાદ સાંભળી તે જાણે એકાએક ઉંઘમાંથી ઝબકી ઉઠી હોય તેમ ધીમે ધીમે ઉભી થઇ અને, એકવાર કરૂણ નયને જયંત તરફ જોઇ, પોતાના બેઉ બંડખોર પગને જેમ તેમ ઘસડતી ઘસડતી—ઘણી જ નામરજીથી—પિતાની સાથે ત્યાંથી બહાર ચાલી ગઇ.



# છ ત્રી સ

સાંજે, કોઇ ન જુએ તેમ, પોતાના ઓરડામાં અંધારામાં એકલી બેઠી બેઠી ઇંદુ વિચારના વમળમાં પડી હતી.

સવારે તે જે દેખાવ જોઇ આવી હતી, તે કેમે કર્યો તેના મનમાંથી ભુંસાતો નહોતો. જયંતની દૃષ્ટિહીન, દરદભરી બન્ને આંધળી આંખો સાપની માફક તેના મર્મસ્થાનમાં વારે વારે ડંખ મારતી હતી—અને રોકી રાખેલી વેદનાથી તેના પ્રાણ છાતીમાં તરફડિયાં મારતા હતા. તેને લાગ્યું કે આ પહેલાં તે પોતે જ આંધળી થઇ હોત, તો સારૂં થાત—આવો ઘાતકી દેખાવ જોવાનો વખત તો નહિ આવતે?

બીજી યે ઘણી ઘણી વાતો તણાઇ આવી તેના મનને કિનારે અથડતી હતી. સવારે જયંતને ઘેર દાદર ઉપરથી ઉતરતી વેળાએ તેણે કોઇ છોકરીને જોઇ હતી. ઓરડામાંથી ડોકિયું કરી તે છોકરી અવાક બની પલકહીન નજરે તેને જોતી હતી. ઇંદુએ તેને કોઇ દિવસ દીઠી નહોતી, તો પણ તે સમજી ગઇ કે એ બીજી કોઇ નહિ—એ જ પેલી ગૌરી હતી, જેને વિષે જયંતને મોંઢેથી તેણે અનેક વખત સાંભળ્યું હતું.

જયંતનું ઘર ઇંદુના ઓરડાની બરાબર સામે રસ્તાની બીજી બાજુએ હતું. પોતાના ઓરડામાંથી ઇંદુ જયંતના ઓરડામાંની નાનામાં નાની ચીજ સુદ્ધાં સ્પષ્ટ જોઇ શકતી હતી. ફ્રેંડી[1] બંધ કરી તેની ચીપોના વચાળામાં આંખ રાખી આજે તે આખો દિવસ ત્યાં બેસી રહી. બેઠાં બેઠાં તેણે જોયું, ગૌરી જયંત પાસે બેસી

૧ A venetian window, ઉઘાડ ભીડ થઇ શકે એવી ચીપોવાળી બારી.

તેને પંખો નાંખતી હતી, તેમ તેને જોઇતી ચીજો લાવી તેના હાથમાં આપતી હતી.

ઈંદુને લાગ્યું કે તેનું પોતાનું કર્તવ્ય ગૌરીએ જાણે જોર કરી તેની પાસેથી ખૂંચવી લીધું હતું ! આ દેખાવ તે ખમી શકી નહિ, અને તે છતાં તે પોતાની આંખ પણ ત્યાંથી ખસેડી શકી નહિ ! તેને જયંત ઉપર રીસ ચઢી, ગૌરીની અદેખાઇ લાગી.

પણ પછી તરત તેને યાદ આવ્યું કે કોઇની યે ઉપર રીસ કરવાનો અથવા કોઇની યે અદેખાઇ કરવાનો તેને હવે કશો અધિકાર નહોતો. જે માણસ સર્વસ્વ તજી એક દિવસ તેને પોતાની કરવા તૈયાર થયો હતો, તે જ જ્યારે ગંભીર માંદગીને બિછાને પડી મોત અને જીવન વચ્ચે ડોલા ખાતો હતો, ત્યારે તેણે તેની સામું ઝાંખીને જોયું પણ નહોતું. એ કંઇ તેની જેવી તેવી નિષ્ઠુરતા કહેવાય ?

ફાગણ અધવચનો ઉદાસી પવન એક ગાયનના થોડાએક સૂર તેના ઓરડામાં તાણી લાવ્યો. તે જૂના, ઓળખીતા અવાજે ઈંદુના ચકડોળે ચઢેલા ચિત્તને એકાએક સચેતન કર્યું—

“......ગૂંથીછ જે રાગિણી
એકાકિની દિને દિને
આજ પણ જાય વ્યાપી
કાંપી કાંપી તૃણે તૃણે,
ગૂંથતી જે અંચલે
છાયા તળે તરૂમાળા,
તા હા રે પ ર સ ન
હ ર પ ણ સુ ધા ઢા ળા,
ફાગણ આજે જેને
ઓળે પાછો ચંપા ફૂલે,

આજ તે સહુ ખોટું
એ કથા તું કેમ ભૂલે ?
એકદા તુંહિ પ્રિયે
હે મારી, આ તરૂમૂળે
બેઠી'તી ફૂલ સાજે
એ કથા તું કેમ ભૂલે ?
એકદા તુંહિ પ્રિયે......"

ઈંદુનું આખું શરીર જાણે સાંભળવાને ખડું થઇ ગયું. શ્વાસ રોકી, આંખો લૂછી તે ધ્યાન દઇ સાંભળવા લાગી—

"એકદા તુંહિ પ્રિયે—"

એ પ્રિયા કોણ ? તે પોતે ? ત્યારે શું તે હજી જયંતના મનમાં હતી ? એ પ્રિયાને શું તે ભૂલ્યો નહોતો ?

જાગૃત ફાગણનો પ્રફુલ્લ પવન ઇંદુના મોં ઉપર એક ગરમ નિશ્વાસ નાંખી ચાલી ગયો. તે સ્મૃતિ જગાડતા પવનના મોહન છંદ સાથે જાણે તાલ રાખતો હોય તેમ જયંત ગાવા લાગ્યો—

"ફાગણ આજે જેને
ખોળે પાછો ચંપા ફૂલે
આજ તે સહુ ખોટું
એ કથા તું કેમ ભૂલે ?"

આ તે અભિમાનની દુઃખભરી જિજ્ઞાસા કે વ્યર્થ પ્રેમનો હતાશ તિરસ્કાર ? ઈંદુ તો ભૂલી નથી, ભૂલી શકી નથી; સ્મૃતિની જે માળા તેણે ગૂંથી હતી, તેને તેણે તો ખૂબ જતનથી પોતાના મર્મસ્થળમાં જાળવી રાખી હતી—રખે સુકાઇ જાય, એ બીકે તેણે તે સ્મૃતિમાળાને આંસુનું જળ સિંચ્યું હતું !

રડતાં રડતાં દુઃખી આવેલી બન્ને આંખ ઉઘાડી ઈંદુએ જોયું—જયંત તેના ઘરના આગલા રવેશમાં ચાંદરણામાં એકલો

બેઠો બેઠો ગાતો હતો.

જયંતના ઓરડામાં દીવાનો પ્રકાશ હતો. ઇંદુએ આસપાસ નજર કરી જોયું—ગૌરી ત્યાં નહોતી.



# સત્તાવીસ

તે દહાડે વસંતની હવા માટે જયંતનું મન એકાએક અધીરું બન્યું હતું.

તેને રવેશમાં બેસાડી ગૌરી બીજા કામ સારૂ ઘરમાં ચાલી ગઇ હતી—ચંદ્રનો પ્રકાશ આવી તેના ચહેરા ઉપર પથરાઇ ગયો હતો. પ્રકાશનો સુખકર સ્પર્શ થતાં જ તેણે આકાશ તરફ મોં ઉંચું કર્યું, પણ કેવળ ગાઢ અંધકાર જોયો. ત્યારે જ તેને ભાન થયું કે તેના આ ઘોર અંધકાર જેવા જીવનમાં ચંદ્રની છબી ફરી કદી દેખાશે નહિ. ભવિષ્ય માટે આશાની જે ઇમારતો તેણે આજ સુધી મનમાં ઘડી રાખી હતી, તે દૈવના આ એક જ ફટકાથી ભાંગીને જમીન-દોસ્ત થઇ ગઇ. કલ્પનાના એ વિશાળ ખંડિયેરોમાંથી તેના જીવતા મૂએલા હૃદયને કેવળ નિસાસા, આંસુ અને હાહાકાર, એટલો જ ભંડોળ હાથ લાગ્યો. તેના સ્મૃતિસ્મશાનમાં આખો ભૂતકાળ આજે બળીને ખાખ થતો હતો !

ગળગળો થઇ જયંત બોલી ઉઠયો, “ભગવાન, આંખો છીનવી લીધી, છતાં તેનું જળ રહેવા દીધું છે, એ તમારો

આજ તે સહુ ખોટું
એ કથા તું કેમ ભૂલે ?
એકદા તુંહિ પ્રિયે
હે મારી, આ તરૂમૂળે
બેઠી’તી ફૂલ સા જે
એ કથા તું કેમ ભૂલે ?
એકદા તુંહિ પ્રિયે......”

ઇંદુનું આખું શરીર જાણે સાંભળવાને ખડું થઇ ગયું. શ્વાસ રોકી, આંખો લૂછી તે ધ્યાન દઇ સાંભળવા લાગી—

“એકદા તુંહિ પ્રિયે—”

એ પ્રિયા કોણ ? તે પોતે ? ત્યારે શું તે હજી જયંતના મનમાં હતી ? એ પ્રિયાને શું તે ભૂલ્યો નહોતો ?

જાગૃત ફાગણનો પ્રફુલ્લ પવન ઇંદુના મોં ઉપર એક ગરમ નિશ્વાસ નાંખી ચાલી ગયો. તે સ્મૃતિ જગાડતા પવનના મોહન છંદ સાથે જાણે તાલ રાખતો હોય તેમ જયંત ગાવા લાગ્યો—

“ફાગણ આજે જેને
ખોળે પાછો ચંપા ફૂલે
આજ તે સહુ ખોટું
એ કથા તું કેમ ભૂલે ?”

આ તે અભિમાનની દુઃખભરી જિજ્ઞાસા કે વ્યર્થ પ્રેમનો હતાશ તિરસ્કાર ? ઇંદુ તો ભૂલી નથી, ભૂલી શકી નથી; સ્મૃતિની જે માળા તેણે ગૂંથી હતી, તેને તેણે તો ખૂબ જતનથી પોતાના મર્મસ્થળમાં જાળવી રાખી હતી—રખે સુકાઇ જાય, એ બીકે તેણે તે સ્મૃતિમાળાને આંસુનું જળ સિંચ્યું હતું !

રડતાં રડતાં દુઃખી આવેલી બન્ને આંખ ઉઘાડી ઇંદુએ જોયું—જયંત તેના ઘરના આગલા રવેશમાં ચાંદરણામાં એકલો

ધીરે ધીરે ગાતો હતો.

જયંતના ઓરડામાં દીવાનો પ્રકાશ હતો. ઇંદુએ આસપાસ નજર કરી જોયું—ગૌરી ત્યાં નહોતી.



# સ તા વી સ

તે દહાડે વસંતની હવા માટે જયંતનું મન એકાએક અધીરું બન્યું હતું.

તેને રવેશમાં બેસાડી ગૌરી બીજા કામ સારૂ ઘરમાં ચાલી ગઇ હતી—ચંદ્રનો પ્રકાશ આવી તેના ચહેરા ઉપર પથરાઇ ગયો હતો. પ્રકાશનો સુખકર સ્પર્શ થતાં જ તેણે આકાશ તરફ મોં ઉંચું કર્યું, પણ કેવળ ગાઢ અંધકાર જોયો. ત્યારે જ તેને ભાન થયું કે તેના આ ઘોર અંધકાર જેવા જીવનમાં ચંદ્રની છબી ફરી કદી દેખાશે નહિ. ભવિષ્ય માટે આશાની જે ઇમારતો તેણે આજ સુધી મનમાં ઘડી રાખી હતી, તે દૈવના આ એક જ ફટકાથી ભાંગીને જમીન-દોસ્ત થઇ ગઇ. કલ્પનાના એ વિશાળ ખંડિયેરોમાંથી તેના જીવતા મૂએલા હૃદયને કેવળ નિસાસા, આંસુ અને હાહાકાર, એટલો જ ભંડોળ હાથ લાગ્યો. તેના સ્મૃતિસ્મશાનમાં આખો ભૂતકાળ આજે બળીને ખાખ થતો હતો !

ગળગળો થઇ જયંત બોલી ઉઠયો, "ભગવાન, આંખો છીનવી લીધી, છતાં તેનું જળ રહેવા દીધું છે, એ તમારો

કેવો અન્યાય !"

ઘણીવાર સુધી તે વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો—શું વિચારમાં, તે તો તે જ જાણે !

એકાએક ઇંદુના બાગમાં કોયલે અને પપૈયાએ એકકંઠે વસંતજ્યોત્સ્નાનું વંદનગીત શરૂ કર્યું. વચ્ચે વચ્ચે વસંતવાયુ આવી જાણે તેને ચીડવતો હોય તેમ તેના કાનમાં વારંવાર બોલી જવા લાગ્યો, "તું આંધળો છે, તું આંધળો છે, તું આંધળો છે !"

તેના અકળાયેલા અંતરમાંથી તેની પ્રેમવેદનાની ભાષા ધીમે ધીમે પ્રાણના આવેગે ગાયનની કથામાં પ્રકટી નીકળી—

"એકદા તુંહિ પ્રિયે—"

તરસથી પીડાતા તેના ચિત્તની સમસ્ત અતૃપ્તિએ આજે આ રાગણીને સૂરનો એક હાહાકાર હોય તેવી કરુણ કરી મેલી.

એકવાર, બેવાર, ત્રણવાર ગાઇ જયંત પાછો ચૂપ થઇ બેસી રહ્યો.

ચારે તરફ ગંભીર શાંતિ હતી. એકાએક જયંતને પોતાની બાજુમાં જ કોઇ જોરથી શ્વાસ લેતું હોય એવો અનુભવ થયો.

હાથ લાંબો કરતાં જ તેને બીજા કોઇના હાથનો સ્પર્શ થયો. જયંત સમજ્યો કે ગૌરી તેનું ગાયન સાંભળવા ત્યાં આવી હશે.

તે કંઇક શરમાઇ ગયો. મનના આવેગમાં ગૌરી ઘરમાં હતી એ વાત તે સાવ ભૂલી ગયો હતો—નહિ તો ગૌરીના સાંભળતાં તે આ ગાયન કદી ગાતે નહિ. ગાયનમાં તેના હૃદયનો પ્રતિ-ધ્વનિ હતો, અને તે સાંભળી ગૌરીને જરૂર દુઃખ થયું હશે !

તેનો હાથ ધરી જયંત પસ્તાઇને મૃદુ સ્વરે બોલ્યો, "ગૌરી !"

જવાબ મળ્યો નહિ—તેના હાથમાંનો હાથ શિથિલ થયો.

"ગૌરી, એટલી વારમાં જ તું પરવારી ગઇ ?"

"જયંતબાબુ, એ તો હું છું—ગૌરી નથી."

"કોણ, ઇંદુ ?" અજબ થઇ જયંતે ઇંદુનો હાથ છોડી દીધો.

ઈંદુ કંઇ પણ બોલ્યા વિના જયંતના પગ આગળ ફસડાઇને બેસી ગઇ.

અજાયબીનો વેગ પસાર થઇ ગયા પછી જયંતે દુઃખી અવાજે પૂછ્યું, "ઈંદુ, તું અહીં કેમ આવી છે?"

"તમારૂં ગાયન સાંભળી ઘરમાં મને ગોઠ્યું નહિ, માટે!"

"મારૂં ગાયન તને હજી યે ગમે છે, ઈંદુ?"

"તમારૂં ગાયન મને નહિ ગમે? જયંતબાબુ, આ સવાલ તમે કેમ કરી પૂછ્યો?"

"ઈંદુ, જ્યારે આ જીંદગી ખલાસ થવાની અણી ઉપર હતી, ત્યારે—કટોકટીને વખતે પણ—એક લીટી લખી મારી ખબર પુછાવવાની યે તને જરૂર જણાઇ નહિ. તેથી મેં ધાર્યું કે તું મને ભૂલી ગઇ હશે!"

જયંતના બોલ ઈંદુને બાણ જેવા વાગ્યા. જેમ તેમ કરી એ માર ખમી લઇ દુઃખી અવાજે તેણે જવાબ દીધો, "જયંતબાબુ, તમારી બિમારીની મને બિલકુલ ખબર નહોતી—બાપાને હતી, પણ મને દુઃખ થાય કરી તેમણે એ વાત મને કહી નહોતી."

જયંત ચૂપ બેસી રહ્યો. એકાએક કંઇ વિચાર આવવાથી તેણે પૂછ્યું, "તને અહીં આવતાં કોઇએ જોઇ છે?"

"હા, તમારા ચાકરે."

"ત્યારે બીજું કોઇ જુએ તે પહેલાં તું તારે ઘેર જતી રહે. એમ ના સમજતી કે તારી ઉપર નારાજ થઇ હું તને ચાલી જવા કહું છું. પણ બીજું કોઇ તને અહીં જુએ એવી મારી ઇચ્છા નથી."

"બીજું કોઇ કોણ, ગૌરી? તે મારાથી બીએ શા માટે?"

"બીવાનો સવાલ નથી, પણ—"

"અટકી કેમ ગયા? બોલો!"

"ખરેખર સાંભળવું છે, ઈંદુ? તને અહીં જોઇ ગૌરીના મનમાં કંઇ બીજો જ વિચાર આવશે."

"ભલે ને આવે! આપણી વચ્ચે શું સંબંધ છે તે તે નથી જાણતી?"

જયંત પગથી માથા સુધી ચમકી ઉઠ્યો. અજમ થઇ તે બોલ્યો, "એ તું શું વાત કરે છે, ઈંદુ?"

"શા સારૂ હું અહીંથી ચાલી જાઉં?" શાંત, મક્કમ અવાજે ઈંદુએ જવાબ દીધો. "જેને સ્વામી ગણી—"

"હજી ય તું મારી સાથે પરણવા માંગે છે?" જયંત વચ્ચે બોલી ઉઠયો.

"શા માટે નહિ, જયંતબાબુ? તમને છોડીને હું કયાં જાઉં?"

"ઈંદુ, ઈંદુ, તું ભૂલી જાય છે કે આજે હું આંધળો સૈયકના ચાઠાંવાળો કૂબડો છું!"

સ્ત્રીજાતની સ્વાભાવિક લજ્જાએ આવી ઈંદુનું મોં બંધ કરવા ચાહ્યું, પણ તેણે જોઇ લીધું કે આજે જો તે મૂગી રહેશે તો એ મૌનની સજા તેને આખી જીંદગી સુધી ભોગવવી પડશે. માટે મન કઠણ કરી તેણે કહ્યું, "જયંતબાબુ, ધારો કે આપણાં લગ્ન થઇ ગયાં પછી તમે આંધળા પાંગળા થયા હોત, તો શું હું તમારો ત્યાગ કરી શકતે કે?"

"પણ આપણાં લગ્ન થયાં નથી ને! થયાં હોત તો તો તને ફરજિયાત—"

"ત્યારે હવે મરજિયાત તમારી પત્ની થઇને રહીશ!" ઈંદુ વચ્ચે બોલી. "બ્રાહ્મણોએ 'સાવધાન, સાવધાન' કરી હાથેવાળો મેળવ્યો નથી, તેથી આપણાં લગ્ન થયાં નથી એમ તમે ધારો છો? આપણો સાક્ષી તો અંતર્યામી છે!"

"જો તેમ જ હતું તો પછી મારે માથે જૂઠું આળ આવ્યું

તેટલા ખાતર જ તું મને છોડીને ચાલી કેમ ગઇ ? એવાં આળ આવે ત્યારે શું સ્ત્રીઓ સ્વામીનો ત્યાગ કરે છે કે ?"

"તમે કેવળ એકની એક જ વાત આગળ ધરો છો," દુઃખભર્યા અવાજે ઇંદુએ જવાબ દીધો. "પણ હું સ્વતંત્ર નથી, મારે માથે મારા બાપા બેઠા છે, એ વાતનો તો તમે એકવાર પણ વિચાર કરતા નથી !"

"અને તારા બાપા તને આંધળા સાથે પરણાવશે નહિ, તે વાતનો વિચાર તું પણ કરતી નથી !"

"ત્યારે તમે મારા બાપાને ઓળખતા નથી ! તે એવા માણસ નથી !"

"તું તારા મનમાં એમ સમજતી હશે, ઇંદુ, પણ તારી ભૂલ છે—કોઇ પણ બાપ આંધળાના હાથમાં કન્યાદાન કરવાને કબૂલ થાય નહિ."

"હું તમને ખાતરી આપું છું, જયંતબાબુ, કે તમે આંધળા થયા છો તેથી મારા બાપાના વિચારમાં ફેર પડયો નથી."

દુનિયામાં બે ચીજ ભુલાતી નથી—પ્રેમ અને મૃત્યુ ! તેથી જ ઇંદુની વાત સાંભળતાં સાંભળતાં જયંતના મનના બંધની ઇંટો એક પછી એક ઢીલી થતી જતી હતી—હજી યે ઇંદુ તેને ચાહતી હતી ! પણ જેણે તેની અસહાય રોગશય્યા પાસે બેસી રાતદિવસ ભૂખ, તરસ અને ઉજાગરા વેઠયાં હતાં, જેણે જીવને જોખમે તેને ખુદ મોતના ડાચામાંથી ખેંચી કાઢયો હતો, તે ગૌરીને હવે તે કેમ તરછોડે ? ગૌરીનો દયામણો મુખડો યાદ આવતાં જ તેણે ઇંદુની આશાઓ ઉપર ઠંડું પાણી રેડી દીધું. અસ્પષ્ટ, ભાંગ્યા તૂટયા અવાજે તે બોલ્યો, "ઇંદુ, ચાર દિવસ વહેલી કેમ ન આવી ? માના જીવને સંતાપી હું તેના મોતનું કારણ બન્યો, હવે જેની દયાથી મારો જીવ બચ્યો છે તે જ ગૌરીને સંતાપી હું મનુષ્યત્વ

ખોઈશ નહિ. ઈંદુ, હું તને ચાહું છું—સદા ચાહીશ—પણ તારી સાથે મારો હસ્તમેળાપ હવે અશક્ય છે!"

આ સાંભળી ઈંદુને દારૂણ દુઃખ થયું; મનની વાત મનમાં દાબી રાખવાની તેણે ઘણી મહેનત કરી, પણ તેમાં તે ફાવી નહિ—એકાએક વાંકી વળી બેઉ હાથે જયંતના બેઉ પગ ધરી વિહ્‌વળ સ્વરે તે બોલી, "મારો ત્યાગ ના કરો, તમને પગે લાગું, મારો ત્યાગ ના કરો!"

પ્રેમ દીવાની જ્યોત જેવો છે; હોલવાઇ જવાની અણી ઉપર હોય તે જ વખતે વધારે જોરમાં સળગી ઉઠે છે.

ઈંદુના કરુણ શબ્દોથી જયંતની રગેરગમાં ગરમ લોહીનો પ્રવાહ ફરી વળ્યો—તેનું સમસ્ત ચિત્ત એકીવારે જાણે ઈંદુની છાતી ઉપર ઢળી પડવા વ્યાકુળ બની ગયું. મહા મહેનતે ચિત્તને કાબૂમાં રાખી ધીમા રડમસ અવાજે તે બોલ્યો, "ઇંદુ, તું ઘેર જા."

દડદડ વહેતાં આંસુના જળમાં ઈંદુએ જયંતના બન્ને પગ ડૂબાડી દીધા!

તો પણ જયંત પથ્થરના પૂતળા જેવો અચળ-અટળ બેસી રહ્યો!—બસ, બેસી જ રહ્યો!



# અઠ્ઠાવીસ

બ્રાહ્મણ રસોઇઓ પૂરી વણતો હતો, ઇંદુ તે પોતાને હાથે તળતી હતી. બ્રાહ્મણનું રાંધેલું જયંતને જમાડવાથી ગૌરીના મનનો ઓરતો પૂરો થતો નહોતો—એટલે રસોઇનું કામ તેણે પોતાના હાથમાં રાખ્યું હતું. ભજહરિ રસોડામાં આવ્યો અને ચલમવાળો હાથ લાંબો કરી બોલ્યો, "ગૌરીબહેન, જરા દેવતા આપ, આજે તંબાકુની તલબ થઇ આવી છે."

દેવતા આપી ગૌરીએ કહ્યું, "ભજહરિ, તું ઉપર જઇને બેસ, ભાઇ, તારા શેઠ ત્યાં એકલા છે."

"એકલા કેમ છે?" ચલમ ફૂંકતો ફૂંકતો ભજહરિ બોલ્યો, "સામેવાળી બાઇ આવીને બેઠી છે ને!"

"સામેવાળી બાઇ! તે કોણ?" ગૌરીએ અજબ થઇ પૂછ્યું.

"પેલી ઇંદુ કે મીંડું—મને તો એવાં નામ પણ યાદ નથી રહેતાં—જેની પાછળ 'વહુ, વહુ' કરી કીકો ગાંડો થઇ ગયો હતો, તે છોકરી! કીકાને કોણ જાણે તે કેમ પસંદ પડી હશે? છોકરી છેક નફ્ફટ છે, બહેન, છેક નફ્ફટ! આ જો ને, પગમાં જોડા પહેરી ભરરસ્તામાં થઇને મરદની કાણી ધમધમ કરતી રાતને વખતે એકલી આપણા ઘરમાં ચાલી આવી! છે કંઇ લાજ કે શરમ! મને તો તે ખ્રિસ્તી લાગે છે, બહેન, ચોક્કસ તે ઇસુની ભગત હોવી જોઇએ! સારૂં થયું કે એની સાથે વિવાહ ન થયા, નહિ તો કીકો વટલી જ જતે કેની!" આમ વગર પૂછે પોતાનો અભિપ્રાય જણાવી ચલમ ફૂંકતો ફૂંકતો ભજહરિ ત્યાંથી ચાલતો થયો.

ગૌરી જાણે ચિત્રમાં દોરેલી છબી હોય તેમ બહારની બાજુએ ટગરટગર જોતી બેસી રહી. ભજહરિના છેલ્લા શબ્દો ઉપર તેનું

ધ્યાન પણ નહોતું.

"બ્હેન," બ્રાહ્મણે કહ્યું, "પેણી બળે છે."

તે સાંભળી ગૌરીને હોશ આવ્યા. વહેલી વહેલી બાકીની પૂરીઓ તળી કાઢી તેણે કહ્યું, "મહારાજ, પૂરીઓ થાળીમાં ગોઠવી તમે જરા બેસો, હું આવું છું."

ગૌરીના મનમાં કૌતૂહલ જાગ્યુ હતું—ઉપરના ઓરડામાં એકવાર ડોકિયું કરી આવવાને તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો.

દાદર ચઢી પગની એડી ઉંચી કરી હળવે હળવે તે જયંતના ઓરડા આગળ જઇ ઉભી. ત્યાંથી તેણે જોયું—જયંતને રવેશમાં જે જગાએ તે બેસાડી ગઇ હતી, તે જ જગાએ તે બેઠેલો હતો, અને તેના પગ પાસે કોઇ ખૂબસૂરત યુવતી મોં નીચું કરીને બેઠેલી હતી. ચંદ્રના પ્રકાશમાં પણ તેનો ચહેરો સ્પષ્ટ દેખાતો નહોતો, છતાં તે કોણ હતી તે સમજતાં ગૌરીને વાર લાગી નહિ.

ગૌરીએ ઇંદુને બોલતી સાંભળી, "બ્રાહ્મણોએ 'સાવધાન, સાવધાન' કરી હાથેવાળો મેળવ્યો નથી, તેથી આપણાં લગ્ન થયાં નથી એમ તમે ધારો છો? આપણો સાક્ષી તો અંતર્યામી છે!"

તે સાંભળી ગૌરીની છાતી જોરથી ધબકવા લાગી.

તે પછી જયંતે જે જવાબ દીધો તે પણ ગૌરીએ સાંભળ્યો. તેને આશા આવી—ત્યાં ઉભી ઉભી કાન માંડી બહુ જ આતુરતાથી તે તેમની વાત સાંભળવા લાગી.

પણ ઇંદુનો પ્રેમ સ્વીકારવાની ના પાડવા છતાં જયંતનો ગળગળો અવાજ સાંભળી તેને લાગ્યું કે જાણે કોઇ તેના કાનમાં તાવેલા અંગારની ધારા ધડધડ કરી રેડતું હતું! ગૌરીની હાલત અત્યારે ભર કોર્ટમાં જજને મોઢેથી ફાંસીની સજા સાંભળતા અપરાધીની હાલત જેવી હતી!

એક પળમાં ગૌરી સમજી ગઇ કે જયંતે તેનો સ્વીકાર કર્યો

હતો, તે કેવળ ફરજ તરીકે અને નહિ કે તે તેને ચાહતો હતો માટે. આ સંજોગોમાં જો તેમનાં લગ્ન થાય, તો અંધજયંતનું નિરાનંદ જીવન જીંદગીભર સદા વ્યર્થ પ્રેમના હતાશ હાહાકારથી ભરેલું રહેવાનો સંભવ હતો—અને જો તેમ થાય, તો તેના બહારના દેહ સાથે ભિતરનું મન પણ નિરર્થક બની જાય !

ગૌરી ઉભી ઉભી આમ પાર વિનાના વિચાર કરવા લાગી.

પેલી તરફ જયંતના પગ ઉપર પડી અભાગણી ઈંદુએ ઘણો વખત સુધી મૂગાં આંસુ સાર્યાં, છતાં કોઇ પણ રીતે તે જયંતનું મૌનવ્રત મુકાવી શકી નહિ; જયંતે પણ બે હાથે મોં ઢાંકી છાતીનું દુઃખ છાતીમાં જ દાબી રાખ્યું. ઈંદુના આંસુનું પ્રત્યેક ટીપું તેના પગ ઉપર પડતું હતું; જયંતને લાગતું હતું કે તેના માંસહીન હાડપિંજરમાંથી એકેક હાડકું છૂટું પડી પડીને જાણે તે અશ્રુસાગરમાં તણાઇ જતું હતું !

આખરે રવેશના કઠેરા ઝાલી લથડતી લથડતી ઈંદુ ઉભી થઇ. પછી ડચકાં ખાતી ખાતી આસ્તે આસ્તે તે બોલી, " તમે દૈવ કરતાં યે વધારે દયાહીન છો, જયંતબાબુ ! તમે સારા થાઓ, સુખી થાઓ—એ જ પ્રભુ પ્રત્યે મારી છેવટની પ્રાર્થના છે."

જયંત તેમનો તેમ હાલ્યાચાલ્યા વિના મૂગો બેસી રહ્યો.

જીવ ઉપર આવી જયંત તરફ એકવાર પેટ ભરી જોઇ લઇ ઈંદુ ધીરે ધીરે બારણાં તરફ વળી. તે વખતે તેનો દેખાવ દુઃખની જીવતી જાગતી મૂર્તિ જેવો હતો.

તેના પગનો અવાજ સાંભળી જયંતે ઝબકીને મોં ઉંચું કર્યું—ગાંડા માણસની માફક બેઉ હાથ લાંબા કરી રડતે સાદે તે બોલ્યો, "ઈંદુ, ઈંદુ !"

ઈંદુ ઉભી રહી.

" તારી આંખનું પાણી મારા પગ ઉપરથી આ જીંદગીમાં

તો સુકાશે નહિ—ઇંદુ, આ અભાગિયાને માફ કર, માફ કર !”

આવી આપેલી પૂતળીની માફક ઇંદુએ બારણાં ગમી ચાલવા માંડ્યું.

“ઇંદુ,” જયંત બોલી ઉઠ્યો, “ના જા—ના જા—ના જા !”

“શું કહો છો, જયંતબાબુ ?” ઇંદુએ ફરીથી ઉભાં રહી પૂછ્યું.

“કંઇ નહિ—કંઇ નહિ, જા, તું તારે જા,” કહેતો કહેતો જયંત મૂર્છા ખાઇ ભોંય ઉપર ઢળી પડ્યો.

તેના પડવાનો અવાજ સાંભળી ઇંદુ—અને તેની પાછળ પાછળ ગૌરી—તેની પાસે દોડી ગઇ.

ગૌરીને જોતાં જ ઇંદુનું મોં ઉજળું પૂણી જેવું થઇ ગયું—તે ગભરાઇને ઉભી રહી ગઇ.

પણ ગૌરીએ તેના તરફ નજર સખી યે ન કરી—તે સીધી જયંત પાસે જઇ ઘૂંટણ સરડી બેસી ગઇ.

પરંતુ ગૌરી કંઇ મદદ કરે તે પહેલાં જ બેઉ હાથ જમીન ઉપર ટેકવી જયંત બેઠો થયો.

તેને માથે અને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં ગૌરીએ બીધેલે સ્વરે પૂછ્યું, “તમને કેથે વાગ્યું છે ?”

“ગૌરી !’ અત્યંત અજબ થઇ જયંત બોલ્યો, ‘‘તું ક્યારની આવી છે ?”

“હું—અહીં જ હતી,” થોડીવાર આનાકાની કરી ગૌરીએ જવાબ દીધો—તે ઉડાવનારો જવાબ આપવા જતી હતી, પણ તે અસત્ય બોલ તેના મોંમાં જ અટકી ગયા.

“અહીં જ હતી ? ક્યારની ?”

“થોડીએક વાર થઇ.”

“ઇંદુ—ઇંદુને—”

“મેં જોઇ છે !” પછવાડે નજર કરી ઇંદુનો ફિક્કો ચહેરો જોઇ તે પાછી બોલી, “આ રહી, હજી તે અહીં જ ઉભી છે.”

"ઈંદુ! ઈંદુ હજી અહીં છે!"

"તમને ક્યાં વાગ્યું છે તે કહો ને!"

"ક્યે વાગ્યું નથી. એકાએક માથું ફરી આવ્યું, તેથી પડી ગયો હતો! ઈંદુ, રાત ઘણી ગઇ, તું હવે ઘેર જા."

ઈંદુ બારણા તરફ ફરી ન ફરી ત્યાં તો ગૌરીએ ઝડપથી ઉઠી તેનો હાથ પકડ્યો અને મમતાભર્યા અવાજે પૂછ્યું, "ક્યાં જાય છે, બહેન?"

ઈંદુ અજાયબીથી ગૌરીના મોં સામે તાકીને જોઇ રહી.

"એમણે જવા કહ્યું એટલે તેં ચાલવા માંડ્યું, બહેન?" ગૌરીએ કહ્યું. "એમ સહેલાઇથી કંઇ પોતાનું લેણું છોડી દેવાનું હોય? તું ઉઘરાણી કરવા આવી છે, ત્યારે તો તારૂં લેણું વસૂલ કરીને લેતી જા!"

"ગૌરી," જયંત બેચેન બની બોલ્યો, "એને જવા દે—રાત જાય છે!"

તેના કહેવા ઉપર ધ્યાન નહિ આપતાં ઈંદુને જોર કરી એક ખુરસીમાં બેસાડી ગૌરીએ આગળ ચલાવ્યું, "જે સંસારમાં બે દિવસ પછી તું ઘરની લક્ષ્મી થઇને આવશે, ત્યાંથી આમ જરા જરામાં નાસભાગ કરશે તો આગળ ઉપર કેમ ચાલશે?"

ઈંદુએ દિંગ્મૂઢ બની ઉંચું જોયું—ગૌરી તેની મશ્કરી તો કરતી નહોતી?

જયંત સમજી ગયો કે ગૌરીએ બધું જોયું હતું, બધું સાંભળ્યું હતું. સમય વર્તી સાવધાન થઇ તે બોલ્યો, "ગૌરી, એ તું શું લવારો કરે છે?"

"હું લવારો કરતી નથી."

"ગૌરી?"

"ફિકર ના કરો. તમને એના હાથમાં સોંપી હું નચિંતે દેશ

પાછી જઈશ."

"દેશ પાછી જશે?"

"હા."

"શા માટે? હું તો કંઇ કહેતો નથી કે તું જા."

ગૌરીનો ડૂમો ભરાવા માંડયો હતો. જેમ તેમ કરી આંસુ આવતાં અટકાવી તેણે જવાબ દીધો, "પણ મારે અહીં રહેવાની હવે જરૂર રહી નથી!"

"ગૌરી, તારો વિચાર મને દુઃખ દેવાનો છે?"

"ના—અને તેટલા માટે જ હું દેશમાં પાછી જવા માગું છું. એક તો તમે આંખ ખોઇ બેઠા છો, તેમાં વળી મનની શાંતિ પણ ખોઇ બેસશો, તો જીંદગી કેમ કાઢશો?" બોલતાં બોલતાં ગૌરીનો શ્વાસ રુંધાઇ આવ્યો. જરા વાર થોભીને તે પાછી બોલી, "મારે પોતીકું કહેવા જેવું તમારા સિવાય બીજું કોઇ નથી—ના, કોઇ નથી! છતાં મારા સુખને ખાતર હું તમારા સુખનો વિચાર ન કરું તો હું યે દુઃખી થઇ મરીશ, તમે યે દુઃખી થઇ મરશો. તમે મને જવાનું કહ્યું નથી, હું જ મારી રાજી ખુશીથી જાઉં છું—હું તમને કશો દોષ દેતી નથી. મારો આ દૃઢ નિશ્ચય છે, એટલે તમે હવે મના કરશો તો તે હું માનવાની નથી." આટલું કહી અચબૂચ જયંતનો હાથ ધરી ઈંદુ તરફ જોઇ તે બોલી, "તારો હાથ લાવ તો, બહેન."

ઈંદુએ ચાવીવાળી પૂતળીની માફક આસ્તે આસ્તે પોતાનો જમણો હાથ લાંબો કર્યો. તેના હાથમાં જયંતનો હાથ રાખી ગૌરી પલકહીન નયને આકાશમાં ચંદ્રમા તરફ જોઇ રહી.

થાકી ગયો હોય તેમ દીવાલે અઢેલી પડી હાંફતો હાંફતો જયંત બોલ્યો, "મારે લીધે તારી આંખમાંથી યે આંસુ પડશે? હું શું એવો પાપી છું કે જેની જેની પાસે જાઉં છું, તેને

દરેકને રડાવું છું ?"

"ક્યાં છે, મારી આંખમાં આંસુ ક્યાં છે ?" શાંત નજરે જયંત તરફ જોઇ ખુલ્લા અવાજે ગૌરીએ કહ્યું. "આંખમાં આંસુ આણી હું તમારૂં અકલ્યાણ કરૂં ? એવો ખ્યાલ મનમાં લગીરે લાવશો નહિ. જ્યાં લગી જીવતી રહીશ, ત્યાં લગી રોજ પરમેશ્વરની પ્રાર્થના કરીશ કે તમારૂં કલ્યાણ થજો." પછી એક કરુણ પણ મધુર હાસ્ય સાથે મનનો તમામ મેલ બહાર ફેંકી દઇ તે ઉભી થઇ અને ઇંદુ તરફ જોઇ મૃદુ સ્વરે બોલી, "બેસજે, બહેન, ઘણી વાતો કરવાની છે. એમનું ખાવાનું ઠંડુ પડે છે, તે લઇને હું હમણાં પાછી આવું છું."

એમ કહી, છોડ ઉપરથી સાંજે ખરી પડેલા ફૂલની પાંખડી જેવી ગૌરી ક્ષણેક નીચું જોઇ ઉભી રહી; પછી ઝડપથી તે ત્યાંથી ચાલી ગઇ.



# છેવટ

આકાશની ઉંડી સૂરાશને પોતાની છાતીના લોહીથી રંગીને સૂર્યે પશ્ચિમના સ્મશાનમાં આંખો મીંચી હતી.

ગામડામાં નિદ્રામાં પડેલા શંખો કુળવધૂઓના ગરમ ચુંબનથી જાગીને દૂરના સાગરની સ્મૃતિરૂપ ગંભીર ધ્રુપદ ગાવા લાગ્યા.

તડકાથી તપેલું, જમીનમાં મોટી મોટી ફાટો વાળું, ઝાડ

વગરનું ઓડું મેદાન ફૂં ફૂં કરી ઉની વરાળ કાઢતું હતું. રસ્તો ભૂલી આવી ચઢી હોય તેવી સાંજે એક દુઃખભરી કાળી કાળી છાયા તે મેદાન ઉપર ધીમે ધીમે પથરાતી હતી.

તે શાંત, ઉજ્જડ મેદાનમાં દૃષ્ટિમર્યાદાની વાંકી રેખા પાસે વીજળી પડવાથી બળી–મરી ગયેલો એક પીપળો માંસહીન હાડકાં-વાળા મુડદા જેવો સ્થિર ઉભો હતો. તેની ઉપરના ભાગમાં આકાશના એક ખૂણામાં વાદળાઓના કોઇ શહેરમાં સંહારકારી રુદ્રનું સંહાર–પિનાક નિઃશબ્દે શબ્દિત થતું હતું !

એક પછી એક વાદળાંના મહેલોની અલગાર—કોઇ ગુલાબી, કોઇ સફેદ તો કોઇ ભૂરી !

એ વિશાળ વાદળ–નગરમાં ભયંકર આગ લાગી હતી ! કોઇ મહેલના અપૂર્વ ગુંબજ ઉપર અગ્નિની સ્થિર જ્વાળાઓએ અસંખ્ય છંછેડાયેલા નાગની માફક ફણા કાઢી હતી, કોઇ મહેલના હાથી દાંત જેવા સફેદ થાંભલાઓની હાર એક પછી એક તૂટી પડતી હતી, કોઇ મહેલની સફેદ ચાંદરણી જેવી શોભા તે સર્વગ્રાહી ચિતામાં કાળી પડી જતી હતી ! આ પ્રમાણે મહેલ પછી મહેલ નીરવે ઢગલો થઇ એકાકાર થતા હતા, નીરવે બળીને ખાખ થતા હતા, નીરવે ભાંગીને ચૂરો થતા હતા—શહેરીઓ ક્યાંક ભરાઇને બેઠા બેઠા છાતીફાટ રડતા હતા, તે પણ નીરવે, નીરવે, અતિ નીરવે ! આવી શાંતિથી પણ આવો પ્રલયોત્સવ થઇ શકે એ વાત માનવીની કલ્પનાની બહાર છે !

* * *

અગાશીમાં એકાંત જગાએ એકલી બેસી એક તરુણી પલકહીન આંખે તે બળતી મેઘપુરી તરફ જોતી હતી—તેની જ નજર સામે આજે જાણે આગ લાગી તેનાં સુખનાં વાદળાં તેમાં બળી જતાં હતાં !

વાદળાંઓના વચાળામાંથી એક છૂટાછવાયા કિરણની રેખા તેના લોહી વગરના પીળા મોં ઉપર આવીને પડી—માણસના મોં ઉપર જેવા જુદા જુદા ભાવ જોવામાં આવે છે, તેવા કોઇ પણ ભાવનો આભાસ તેના મોં ઉપર નહોતો, નહિ સુખનો કે નહિ દુઃખનો! તે મોં જાણે મીણની પૂતળીનું મોં!

ધીમે ધીમે સંધ્યાની છાયા ઘટ થતી ગઇ—કૃષ્ણપક્ષના ઘોર અંધકારમાં આગથી તારાજ થયેલી મેઘપુરીના ખંડિયેરો અદૃશ્ય થઇ ગયાં.

તો પણ પેલી તરુણી, તે વિશ્વવ્યાપી અંધકાર તરફ તેવી ને તેવી પલકહીન નજરે જોતી, ત્યાં અગાશીમાં તેમ ને તેમ સ્થિર બેસી રહી

કેવળ એક ધીમી હાય ચોતરફના અંધકારમાં ક્યાંક ભળી ગઇ—કોઇએ તે સાંભળી પણ નહિ.





# સ્ત્રી:શક્તિ ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| ૧ | વંધ્યા | ૦—૪—૦ |
| ૨ | કાકી | ૦—૩—૦ |
| ૩ | દરેક સ્ત્રી વાંચે | ૦—૩—૦ |
| ૪ | અર્ધાંગના | ૦—૪—૦ |
| ૫ | બૅટરી | ૦—૬—૦ |
| ૬ | ખાંયણાં | ૦—૫—૦ |
| ૭ | બલિદાન | ૦—૫—૦ |
| ૮ | ભવાટવી | ૦—૪—૦ |
| ૯ | મા | ૦—૪—૦ |
| ૧૦ | જયાના પત્રો | ૦—૬—૦ |
| ૧૧ | પતિની પસંદગી | ૦—૪—૦ |
| ૧૨ | લીલીની આત્મકથા | ૦—૩—૦ |
| ૧૩ | ફોઇ | ૦—૪—૦ |
| ૧૪ | પારસી વાનીઓ (શાકાહારી) | ૦—૬—૦ |
| ૧૫ | વિધવા | ૦—૫—૦ |
| ૧૬ | કોને પરણું ? | ૧—૪—૦ |
| ૧૭ | સ્ટવનું શાસ્ત્ર | ૦—૪—૦ |
| ૧૮ | વીર નારી | ૦—૬—૦ |
| ૧૯ | મીઠી વાણી | ( નાટિકાઓ ) |
| ૨૦ | ઝાંસીની લક્ષ્મી | ( ચરિત્ર ) |

સ્ત્રીજીવનને સ્પર્શતા તમામ
વિષયો ગૂંથતી ગુજરાતની
પહેલી અને એકલી ગ્રંથમાળા